वृहत्ग्रन्थमाला ॐ ग्रन्थ १५ मो.

श्री वाल्मीकि महामुनि प्रणित

# रामायण-भाग २ जो.

## કિષ્કિંધા, સુંદર, યુદ્ધ અને ઉત્તરકાંડ

ગુજરાતી ભાષાન્તર.

ભાષાન્તર કર્તાઃ-કૈ. શાસ્ત્રી નરહરિ મગનલાલ શર્મા.
ઠે. નાની હમામ-અમદાવાદ.

પ્રસિદ્ધ કર્તાઃ-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
ભિક્ષુ-અખંડાનંદ. ઠે. કાલબાદેવી-મુંબાઇ.

આવૃત્તિ પહેલી-પ્રત ૨૩૦૦. સંવત્ ૧૯૭૮-ઈ. સ. ૧૯૨૧.

મૂલ્ય-બંને ભાગનું મળીને-છ રૂપિયા, માર્ગ વ્યય જુદું.
બહાર ગામમાં વેચનાર ખર્ચ જોગું વધુ લેશે.

આ પુસ્તકનો શરૂનો એક ફાર્મ અમદાવાદમાં "ધી ડાયમંડ જ્યુબિલિ" પ્રીન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યો; અને તે પછીના ફાર્મ ૭૫ થી ૮૭ સુધીના અમદાવાદ-ઢાલગરવાડમાં "વિજય પ્રવર્તક" પ્રીન્ટીંગ પ્રેસમાં મોહનલાલ મગનલાલે છાપ્યા અને તે પછીનો બધો ભાગ અમદાવાદમાં "ભાગ્યોદય" પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યો.

# અનુક્રમણિકા.

## किष्किन्ध काण्ड

## સુન્દરકાણ્ડ



## યુદ્ધકાણ્ડ

## उत्तरकाण्ड

| સર્ગ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૨ | રાવણાદિનો ગૃહસ્થાશ્રમ... ... | ૧૧૯૪ |
| ૧૩ | રાવણનો ઉત્પાત–કુબેરની શિખામણ | ૧૧૯૫ |
| ૧૪ | રાવણનો ઉત્પાત–યક્ષો સાથે યુદ્ધ ... | ૧૧૯૭ |
| ૧૫ | રાવણનો ઉત્પાત–કુબેર સાથે યુદ્ધ ... | ૧૧૯૮ |
| ૧૬ | રાવણનો ઉત્પાત–નંદીશ્વરનો શાપ... | ૧૨૦૦ |
| ૧૭ | રાવણનો ઉત્પાત–વેદવતીનો શાપ... | ૧૨૦૨ |
| ૧૮ | રાવણનો ઉત્પાત–મરૂતરાજા સાથે યુદ્ધ | ૧૨૦૪ |
| ૧૯ | રાવણનો ઉત્પાત–અનરણ્ય રાજાનો શાપ | ૧૨૦૫ |
| ૨૦ | રાવણનો ઉત્પાત–યમપુરી ઉપર ચઢાઇ | ૧૨૦૭ |
| ૨૧ | યમપુરીમાં રાવણનો ઉત્પાત ... | ૧૨૦૮ |
| ૨૨ | યમપુરીમાં ધમસાણ–રાવણનો વિજય | ૧૨૧૦ |
| ૨૩ | રસાતળમાં રાવણનો ઉત્પાત ... | ૧૨૧૨ |
| ક્ષેપક ૧ | રાવણનો ઉત્પાત–બલિરાજાની શિખામણ | ૧૨૧૫ |
| ,, ૨ | સૂર્યલોકમાં રાવણ ... ... | ૧૨૧૮ |
| ,, ૩ | રાવણનો ઉત્પાત–માંધાતા સાથે યુદ્ધ | ૧૨૧૯ |
| ,, ૪ | ચંદ્રલોકમાં રાવણ–શિવસ્તુતિ ... | ૧૨૨૧ |
| ,, ૫ | રાવણને મહાપુરૂષનું દર્શન ... | ૧૨૨૩ |
| ૨૪ | સૂર્પણખાનો વિલાપ અને શાંત્વન... | ૧૨૨૬ |
| ૨૫ | ઇંદ્રજિતનું તપ અને કુંભીનસીનું હરણ | ૧૨૨૮ |
| ૨૬ | રાવણનો ઉત્પાત–રંભા ઉપર બળાત્કાર | ૧૨૩૦ |
| ૨૭ | ઇંદ્રલોકમાં રાવણનો ઉત્પાત ... | ૧૨૩૨ |
| ૨૮ | ઇંદ્રલોકમાં ધમસાણ–ભયાનક યુદ્ધ... | ૧૨૩૪ |
| ૨૯ | મેઘનાદનું પ્રચંડ પરાક્રમ–ઇંદ્રનો પરાજય | ૧૨૩૬ |
| ૩૦ | બ્રહ્માનું આગમન–ઇંદ્રનો છુટકારો... | ૧૨૩૮ |
| ૩૧ | નર્મદાતટે રાવણે કરેલું શિવપૂજન ... | ૧૨૪૧ |
| ૩૨ | માહિષ્મતી નગરીના રાજા અર્જુનને હસ્તે રાવણનું કેદ પકડાવું ... | ૧૨૪૩ |
| ૩૩ | પુલસ્ત્યે કરેલો રાવણનો છુટકારો... | ૧૨૪૬ |
| ૩૪ | રાવણનો વાલીએ કરેલો પરાજય... | ૧૨૪૭ |
| ૩૫ | હનુમાન ચરિત્ર–જન્મસમયનું પરાક્રમ | ૧૨૪૯ |
| ૩૬ | હનુમાનને મળેલાં વરદાન અને શાપ | ૧૨૫૧ |
| ૩૭ | રામચંદ્રનું ઐશ્વર્ય ... ... | ૧૨૫૪ |
| ક્ષેપક ૬ | વાલી અને સુગ્રીવની ઉત્પત્તિનો ઇતિહાસ | ૧૨૫૫ |
| ,, ૭ | રાવણ અને સનતકુમારનો સંવાદ ... | ૧૨૫૭ |
| ,, ૮ | રામાવતારની ભવિષ્યવાણી ... | ૧૨૫૮ |
| ,, ૯ | કથાની પરંપરા ... ... | ૧૨૫૯ |
| ,, ૧૦ | રાવણનો સ્ત્રીઓને હાથે પરાજય ... | ૧૨૬૦ |
| ૩૮ | જનકાદિ રાજાઓની વિદાયગીરી ... | ૧૨૬૨ |
| ૩૯ | વાનરો આદિનો સત્કાર... ... | ૧૨૬૪ |
| ૪૦ | વાનરો અને રાક્ષસોની વિદાય ... | ૧૨૬૫ |
| ૪૧ | પુષ્પક વિમાનનું વિસર્જન ... | ૧૨૬૬ |
| ૪૨ | રામચંદ્ર અને સીતાનો વિહાર ... | ૧૨૬૮ |
| ૪૩ | સીતા સંબંધી લોકવાયકા ... | ૧૨૬૯ |
| ૪૪ | વિહ્વલ રામચંદ્ર અને ભાઇઓ ... | ૧૨૭૦ |
| ૪૫ | વિહ્વલ રામચંદ્ર–સીતાત્યાગનો નિશ્ચય | ૧૨૭૧ |
| ૪૬ | સીતાને વનમાં મોકલવાની ગોઠવણ... | ૧૨૭૨ |
| ૪૭ | રામાજ્ઞાની સીતાને જાણ... ... | ૧૨૭૪ |
| ૪૮ | શોકાગ્રસ્ત સીતાનો રામચંદ્રપ્રતિ સંદેશ. | ૧૨૭૫ |
| ૪૯ | સીતાનું વાલ્મીકિ મુનિએ કરેલું આશ્વાસન. ... ... ... | ૧૨૭૬ |
| ૫૦ | લક્ષ્મણનું સુમંત્રે કરેલું આશ્વાસન... | ૧૨૭૭ |
| ૫૧ | રામ અને સીતાના વિયોગનું કારણ | ૧૨૭૮ |
| ૫૨ | શોકગ્રસ્ત રામચંદ્રનું આશ્વાસન. ... | ૧૨૭૯ |
| ૫૩ | પ્રજાપાલનધર્મસંબંધે નગરાજાની કથા. | ૧૨૮૦ |
| ૫૪ | પ્રજાપાલન ધર્મ–નગરાજાની શાપાવસ્થા. | ૧૨૮૧ |
| ૫૫ | વસિષ્ઠ અને નિમિના શાપની કથા. | ૧૨૮૨ |
| ૫૬ | વસિષ્ઠનો પુનર્દેહ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન. | ૧૨૮૩ |
| ૫૭ | વસિષ્ઠ અને નિમિને પુનર્દેહ પ્રાપ્તિ. | ૧૨૮૪ |
| ૫૮ | યયાતિ ચરિત્ર–શુક્રાચાર્યનો શાપ. ... | ૧૨૮૫ |
| ૫૯ | પુરૂને રાજ્ય પ્રાપ્તિ–યદુને શાપ. ... | ૧૨૮૬ |
| ક્ષેપક ૧૧ | રાજસભામાં કાર્યાર્થીને આમંત્રણ. | ૧૨૮૮ |
| ,, ૧૨ | શ્વાનની ફરીયાદ ... ... | ૧૨૮૯ |
| ,, ૧૩ | ગીધ અને ઘુવડની તકરાર. ... | ૧૨૯૧ |
| ૬૦ | યમુના તટવાસી ઋષિઓનું આગમન. | ૧૨૯૪ |
| ૬૧ | લવણાસુરનો ઉત્પાત. ... ... | ૧૨૯૫ |
| ૬૨ | ઋષિઓનું આશ્વાસન. ... ... | ૧૨૯૬ |
| ૬૩ | લવણાસુરને હણવાની પેરવી. ... | ૧૨૯૭ |
| ૬૪ | શત્રુઘ્નનું યુદ્ધે ચડવું. ... ... | ૧૨૯૮ |
| ૬૫ | કલ્માષપાદ રાજાનું આખ્યાન. ... | ૧૨૯૯ |
| ૬૬ | સીતાએ આપેલ પુત્રજન્મ. ... | ૧૩૦૧ |
| ૬૭ | લવણાસુરના શુલનું માહાત્મ્ય. ... | ૧૩૦૨ |
| ૬૮ | લવણાસુર અને શત્રુઘ્ન. ... ... | ૧૩૦૩ |
| ૬૯ | શત્રુઘ્નનો વિજય–લવણાસુરનો વધ. | ૧૩૦૪ |
| ૭૦ | મધુપુરીની સ્થાપના. ... ... | ૧૩૦૫ |
| ૭૧ | શત્રુઘ્ને સાંભળેલું રામચરિત. ... | ૧૩૦૬ |
| ૭૨ | શત્રુઘ્નનું પુનઃ મધુપુરીમાં જવું. ... | ૧૩૦૭ |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | કોલમ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૨૧ | ૨ | ૨ | મ્હોરા | મ્હારા |
| ૨૫ | ૧ | નીચેથી ૩ | થકા | કથા |
| ૩૭ | ૧ | ૬ | દથ | દશરથ |
| ૫૬ | ૨ | નીચેથી ૨ | વજ્રરસરખી | વજ્રસરખી |
| ૧૨૩ | ૨ | ૮ | પૂજાસાહત્ય | પૂજાસાહિત્ય |
| ૧૩૬ | ૧ | ૧૩ | બ્રહ્મણ | બ્રાહ્મણ |
| ૧૪૪ | ૧ | ૫ | કાસ | કોશ |
| ૧૫૯ | ૨ | નીચેથી ૧૦ | કૌશલ્યનો | કૌશલ્યાનો |
| ૧૬૫ | ૧ | નીચેથી ૧૧ | રજ્ય | રાજ્ય |
| ૧૮૦ | ૧ | ૧૭ | કર્યો | કર્યો |
| ૧૮૮ | ૧ | | પવત | પર્વત |
| ૨૪૦ | ૨ | ૩ | ઇક્ષ્વાકુગના | ઇક્ષ્વાકુકુળના |
| ૨૮૧ | ૨ | ભાવાર્થની ૨ | કલ્યાણઅર્થે | કલ્યાણાર્થે |
| ૩૩૫ | | નીચેથી ૧૭ | કરીશ | કરીશ |
| ૩૫૦ | ૧ | ૧૩ | રામ– | રામચં– |
| ૩૫૮ | ૧ | ૧૯મા શ્લોકમાં | नयनांजुप्रभं | नयनांजनप्रभं |
| ૪૩૨ | ૧ | ૮ | યવની | વયની |
| ૪૭૪ | ૨ | નીચેથી ૯ | सामित्रिरेव | [illegible] |
| ૪૮૦ | ૨ | નીચેથી ૧૩ | નેવાળા | નેત્રવાળા |
| ૪૮૬ | ૧ | ૧ | ભગંકર | ભયંકર |
| ૪૯૪ | ૨ | નીચેથી ૧૩ | માનનારો | મારનારો |
| ૪૯૫ | ૨ | નીચેથી ૩ | गदाचपणि | गदापाणि |
| ૫૦૯ | ૧ | ૮ | કરી | કરી |
| ૫૧૮ | ૨ | નીચેથી ૭ | સંબંધે | બંધે |
| ૫૨૪ | ૧ | નીચેથી ૧૫ | અર્થશાસ્ત્રીને | અર્થશાસ્ત્રને |
| ૫૨૪ | ૨ | ૬ | વિચ– | વિચર– |
| ૫૨૮ | ૨ | | લક્ષ્મણ | ક્ષ્મણ |
| ૫૩૫ | ૨ | છેલ્લી | માર | મારી |
| ૫૭૪ | ૧ | નીચેથી ૫ | દુઃખ | દુઃખદ |
| ૫૭૭ | ૨ | નીચેથી ૭ | કર | ક્રૂર |
| ૫૮૦ | ૨ | છેલ્લી | ૧/૩ | ૧૩ |
| ૬૩૭ | ૧ | ૮ | હાની | હોયની |
| ૭૧૯ | ૨ | ૬ | मर्हसि ॥ १ ॥ | ॥ १९ ॥ |
| ૭૨૨ | ૧ | ૯ | અશ્વિન | આશ્વિન |
| ૭૨૨ | ૧ | ૧૪ | વિશ્રાસપાત્ર | વિશ્વાસપાત્ર |
| ૭૪૨ | ૧ | ૪ | પવત | પર્વત |
| ૭૫૧ | ૧ | ૫ | પર | વર |
| ૭૬૦ | ૧ | નીચેથી ૧૮ | મહાવતા | મહાવતો |
| ૭૬૯ | ૧ | ૪ | हनुमानन्ददर्शी | हनुमान्ददर्शी |
| ૭૮૪ | ૨ | છેલ્લી | તાપસીને | તાપસીની |
| ૮૦૩ | ૨ | ૧૧ | તનને | તને |

| પૃષ્ઠ. | કોલમ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૮૧૭ | ૧ | નીચેથી ૧૬ | ફાળ | ફળ |
| ૮૭૩ | ૨ | નીચેથી ૮ | હવે તું | હવે |
| ૮૮૮ | ૨ | ૯ | बहुमानने | बहुमानेन |
| ૯૦૩ | ૨ | ૧૯ | થાય છે | થાય છે કે |
| ૯૦૩ | ૨ | ૨૧ | કરશે | કરશો |
| ૯૦૫ | ૧ | ૯ | ગને | વેગને |
| ૯૦૭ | ૧ | ૨૦ | साधु सेना | सा सेना |
| ૯૨૩ | ૨ | નીચેથી ૪ | गुरोरण्य | [illegible]रोरण्यवाक्लसत्व |
| ૯૩૦ | ૧ | ૧૫ | पतत्रिराजने | पतत्रिराजेन |
| ૯૩૧ | ૧ | ૧૯ | અકિલષ્ટકર્માના | અકલિષ્ટકર્મા |
| ૯૭૦ | ૧ | ૧૬ | ૈછત્ર | છત્ર |
| ૯૭૫ | ૨ | ૨૩ | વાનરો | રાક્ષસો |
| ૯૮૮ | ૨ | ૧૮ | ટળવતાં | ટળવળતાં |
| ૯૮૯ | ૨ | નીચેથી ૫ | વાનરોની | વાનરોની સેના |
| ૧૦૦૬ | ૨ | નીચેથી ૫ | नल नीलो | नीलो |
| ૧૦૦૮ | ૨ | નીચેથી ૯ | કષ્ટને | દુષ્ટને |
| ૧૦૪૧ | ૧ | ૧૪ | શ્રઅશસ્ત્રોથી | અસ્ત્રશસ્ત્રોથી |
| ૧૦૬૫ | ૨ | ૨૧ | કુંભરાક્ષને | કુંભરાક્ષસને |
| ૧૦૬૭ | ૧ | ૧૩ | કુંભના | નિકુંભના |
| ૧૦૭૩ | મથાળે | | ૭૬ મો | ૮૨ મો |
| ૧૦૮૦ | ૨ | ૧૯ | જો હું | જો |
| ૧૧૦૭ | ૨ | ૧૭ | કપિશ્રેષ્ઠ | રાક્ષસશ્રેષ્ઠ |
| ૧૧૨૩ | ૧ | ૨૨ | कृतघ्नाय | कृतघ्नघ्नाय |
| ૧૧૨૮ | ૨ | ૨ | મૂકે | મૂકો. |
| ૧૧૩૩ | ૧ | નીચેથી ૭ | તમારે | તમારો |
| ૧૧૪૨ | ૨ | નીચેથી ૧૧ | कथयथथा | कथयथथा |
| ૧૧૪૩ | ૧ | ૪ | તથા તથા | તથા |
| ૧૧૫૬ | ૧ | ૪ | વાનરાજ | વાનરરાજ |
| ૧૨૦૬ | ૨ | ૧૪ | વ્રજપા– | વજ્રપા– |
| ૧૨૧૩ | ૧ | ૧૮ | કરત ! | કરતાં |
| ૧૨૨૧ | ૧ | ૧૧ | વ્રજ | વજ્ર |
| ૧૨૨૩ | ૨ | ૧૭ | मेघूशग्रीव | मेतवृशग्रीव |
| ૧૨૫૪ | ૧ | ૧૫ | અદશ્ય | અવશ્ય |
| ૧૨૫૭ | ૨ | ૩૪ | વૃત– | કૃત– |
| ૧૨૭૫ | ૧ | ૨૩ | માનની | માનતી |
| ૧૨૭૬ | ૨ | ૧૯ | છે. | છો. |
| ૧૨૮૧ | ૨ | ૬ | નીકાલ | નીકાળ |
| ૧૨૮૩ | ૨ | ૧૧ | પોતના | પોતાના |
| ૧૨૮૯ | ૧ | ૧૩ | स्त्वरिस्तवा | स्त्वारेतस्त |
| ૧૨૯૧ | ૨ | ૧૩ | ૃહસ્પતિ | બૃહસ્પતિ |
| ૧૨૯૪ | ૨ | ૩૪ | मैहीस | महीसि |

# रामायण

## ४-किष्किन्धाकाण्ड.

आदिकवि श्रीवाल्मीकि निर्मणांत

# रामायण

## ४-कि[illegible]न्ध [illegible]ाण्ड.

### सर्ग १ लो

પંપાસરોવર–સીતાવિરહી રામચંદ્ર.

सतां [illegible]ष्करिणीं गत्वा पद्मोत्पलझषा[illegible]लाम् ।
रामः सौमित्रिसहितो विललापा[illegible]यः ॥ १ ॥

સુમિત્રાનંદન લક્ષ્મણસહિત શ્રીમાન્ રામચંદ્ર રાતાં, કાળાં તથા ધોળાં વગેરે વિવિધ પ્રકારનાં રંગ–બેરંગી કમળોથી અને મત્સ્યાદિ જળચરોથી વ્યાપ્ત એવા પંપાસરોવરપર જઈને, તેના તટે એક સુંદર શિલાપર બેસીને વિલાપ કરવા લાગ્યા. એ સરોવરની રમણીયતા જોઈને અત્યંત હર્ષને લીધે તેમની ઇંદ્રિયો વિકાર પામી આકુળ–વ્યાકુળ થઈ, અને સીતાના વિરહને લીધે કામવશ થઈને તે લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા કે,[1,2] "અહા ! ! હે સૌમિત્રિ ! ખીલેલાં રંગ–બેરંગી કમળોવાળું આ પંપાસરોવર કેવું શોભી રહ્યું છે ? અહા ! તેનું વૈડૂર્ય-મણિસમાન ચળકતું જળ કેવું પ્રકાશિત લાગે છે ? વળી તેની ચારે બાજુ વિવિધ પ્રકારનાં વૃક્ષો કેવાં શોભી રહ્યાં છે ?[3] હે સૌમિત્રિ ! આ પંપાના તીરપર આવેલાં રમ્યવનોને તો તું જો, કે જેમાં ઉગેલાં મોટાં વૃક્ષો ઉંચી શાખાવાળાં હોવાને લીધે જાણે શિખરવાળા પર્વતો જ હોયની, એવાં શોભી રહ્યાં છે ! તે વૃક્ષો જોનારને અવશ્ય આનંદમગ્ન કરી નાખે તેવાં છે,[4] પરંતુ હે તાત ! શોક-

વડે તપી રહેલા મને તો આ પંપાની શોભા જોઈને ઉલટો વધારે સંતાપ ઉત્પન્ન થાય છે; કેમકે ભરતનું વલ્કલ અને જટા વગેરે ધારણ કરી નંદિગ્રામ સમીપે વસવું તથા સીતાનું હરણ એ વગેરે દુઃખોનું મને અત્યારે સ્મરણ થઈ આવે છે![૫] હે સૌમિત્રિ! જો કે મારૂં ચિત્ત શોકવ્યાપ્ત છે, તોપણ વિચિત્ર ઉપવનવાળું આ રમણીય પંપાસરોવર કે જેના નિર્મળ અને શીતળ જળ ઉપર વૃક્ષોપરથી ખરી પડેલાં જાતજાતનાં પુષ્પો તથા કમળો છવાઈ રહેલાં છે અને જેના તટપર અનેક સર્પો, શ્વાપદો તથા મૃગાદિ પ્રાણીઓ વિચરે છે, તે મને શોકાર્તને પણ હર્ષિત કરવા ઈચ્છતું હોય એવું જણાય છે![૬-૭] આ સરોવરના કીનારાઓપરની ભૂમિ લીલી પીળી હરિયાળી તથા વૃક્ષોનાં ખરી પડેલાં પુષ્પોથી છવાયેલી હોવાને લીધે જાણે હાથીની પીઠપર નાખવાની ઝૂલોથીજ છવાયેલી હોયની, એવી દેખાય છે![૮] હે લક્ષ્મણ! આ સરોવરની આજુબાજુનાં સઘળાં વૃક્ષો પુષ્પયુક્ત લતાઓવડે ચોમેર ઢંકાઈ ગયેલાં જણાય છે અને તેની મોટી મોટી શાખાઓ પુષ્પો તથા ફળોના ભારથી લચી રહી છે![૯] હે સૌમિત્રિ! જો, જો, આ સ્થળે વાયુ કેવો સુખરૂપ અને મંદમંદ વાય છે? હું ધારૂં છું કે હવે કામને ઉત્તેજિત કરનારી વસંતઋતુ બેઠી છે વૃક્ષો પુષ્પો અને ફળોના ભારથી લચી રહેલાં હોવાને લીધે તું નિશ્ચય જાણ કે હવે ચૈત્રમાસ બેઠો છે.[૧૦] હે સૌમિત્રિ! આ વનમાં પુષ્પોના ભારથી લચી રહેલાં સુંદર વૃક્ષોને તો તું જો. અહા! મેઘ જેમ જળ વરસાવે છે તેમ વૃક્ષો સુગંધયુક્ત પુષ્પોને વરસાવી રહ્યાં છે![૧૧] અહો! હે લક્ષ્મણ! જો તો ખરો વાયુના ઝપાટાવડે કંપાયમાન થતાં આ વનનાં વૃક્ષો પૃથ્વીપર તથા શિલાઓપર કેવી રીતે પુષ્પો વેરી રહ્યાં છે![૧૨] હે સૌમિત્ર! જોની, આ વનનો વાયુ વૃક્ષોપરથી પડેલા, પડતાં અને વૃક્ષોપર રહેલાં પુષ્પોની સાથે કેવી ક્રીડા કરી રહ્યો છે![૧૩] એ વાયુ જ્યારે જ્યારે પુષ્પોથી ભરેલી વૃક્ષોની શાખાઓને કંપાવે છે ત્યારે ત્યારે પુષ્પોપરથી ઉડેલા ભ્રમરો વાયુના સુસવાટાની સાથે ગુંજારવ કરી મૂકે છે![૧૪] હે લક્ષ્મણ! પર્વતોની કંદરામાંથી સુસવાટભેર નીકળતો વાયુ મદોન્મત્ત કોકિલાના ટૌકાથી જાણે વૃક્ષોને નચાવતો હોય અને પોતે ગાયન કરતો હોય એવો જણાય છે![૧૫] વાયુના ઝપાટાથી અત્યંત હાલતાં વૃક્ષોની શાખાઓ પરસ્પર અથડાઈને એકમેક થઈ જવાને લીધે જાણે તે વૃક્ષો એક બીજાની સાથે ગુંથાયેલાં હોયની, એવાં જણાય છે![૧૬] અહો! ચંદન સરખો શીતળ હોવાથી સુખકારક સ્પર્શવાળો આ વાયુ વનમાંથી પવિત્ર સુગંધની સાથે ચાલ્યો આવે છે અને સર્વ શ્રમને દૂર કરે છે![૧૭] મધુર સુગંધથી ભરેલા આ વનને વિષે વાયુએ કંપાયમાન કરેલાં વૃક્ષો જાણે ગુંજારવ કરતા ભ્રમરોની સાથે શબ્દ કરતાં હોયની, એવાં દેખાય છે![૧૮] હે સૌમિત્રિ! પર્વતોનાં શિખરો ઉપર પુષ્પયુક્ત મનોહર મોટાં મોટાં વૃક્ષો ઉગેલાં હોવાને લીધે, જાણે તે પર્વતોએ પોતાનાં મસ્તકપર મુકુટ ધારણ કર્યો હોયની, એમ જણાય છે![૧૯] અહા! જેનાં શિખરોપર પુષ્પો છવાઇ રહેલાં છે એવાં આ વનમાંનાં વૃક્ષો વાયુના સપાટાથી કંપાયમાન થવાને લીધે તથા ભ્રમરોના ગુંજારવને લીધે જાણે એકી સાથે નૃત્ય કરવા લાગ્યાં હોયની, એવાં જણાય છે!" ૨૦

"હે ભાઈ! ચોતરફ ઉગેલાં પીળાં પુષ્પવાળાં આ કણેરનાં વૃક્ષોને તો તું જો! અહો! તે સુવર્ણનાં અલંકારોથી શણગારેલા પીતાંબર ધારી પુરૂષોના જેવાંજ શોભે છે.[૨૧] હે સૌમિત્રિ! નાના પ્રકારના કોકિલા આદિ પક્ષીઓના મધુરા નાદવાળો આ વસંતઋતુનો સમય સીતાથી વિયોગ પામેલો, જે હું તેના શોકમાં ખરેખર વૃદ્ધિજ કરે છે.[૨૨] અહા! શોકવ્યાપ્ત થયેલા મને કામદેવ અતિશય સંતાપે છે; અને મારી આવી દીન દશા

જોઇને આનંદમાં ગરક થયેલો આ કોકિલ-પક્ષી જાણે મારી સ્પર્ધા કરતો હોય તેમ ઉલટો વધારે ટૌકા કરી રહ્યો છે.[૨૩] હે લક્ષ્મણ ! આ રમ્ય જળ પ્રવાહને વિષે ફરનારો જળકૂકડો મને કામપીડિત જોઇને અતિશય હર્ષ પામે છે અને વારંવાર શબ્દ કરીને ઉલટો મને વધારે શોક ઉપજાવે છે.[૨૪] પૂર્વે આપણા આશ્રમને વિષે રહેલી સીતા જ્યારે જળકૂકડાનો શબ્દ સાંભળતી ત્યારે ઘણુજ હર્ષથી તેને જોવા સારૂ મને બોલાવી અત્યંત આનંદ પામતી હતી.[૨૫] હે તાત ! નાના પ્રકારના શબ્દ કરનારાં બીજા પણ અનેક પક્ષીઓ ચોતરફથી ઉડી આવીને વૃક્ષો, ગુલ્મો તથા લતાઓ ઉપર બેસે છે, અને ઇચ્છામાં આવે ત્યારે પાછાં ઉડી જાય છે, તે તું જો.[૨૬] હે સૌમિત્રિ ! જોની, પોતપોતાના યૂથમાં રહેવાને લીધે આનંદિત બનેલાં તથા ભ્રમરોનો ગુંજારવ સાંભળી હર્ષિત થયેલાં મધુર સ્વરવાળાં પક્ષીઓનાં નર—માદા આ પંપાતટપર કેવી ક્રીડા કરી રહ્યાં છે ?[૨૭] અહો ! આ સરોવરના તટ ઉપર જાત જાતનાં પક્ષીઓનાં ટોળે ટોળે એકઠાં થયેલાં છે ! અહા ! આ વૃક્ષોપર રહેલાં કોકિલા વગેરે પક્ષીઓ પોતાના મધુર સ્વરવડે મારી કામપીડાને વધારે ઉત્તેજિત કરે છે. ખરેખર, આ અશોક વૃક્ષના ગુચ્છારૂપી અંગારાવાળો, ભ્રમરોના ગુંજારવરૂપી ભડભડાટ શબ્દવાળો તથા નવાંકુરરૂપી જવાળાઓવાળો વસંતઋતુરૂપી અગ્નિ મને બાળી નાખશે ! હે સૌમિત્રિ ! ઝીણી ઝીણી પાંપણોથી શોભીતાં નેત્રવાળી, મધુર ભાષણ કરનારી અને સુંદર કેશવાળી મારી પ્રિયા જાનકીને જોયાવિના હવે મારે જીવીને શું કરવું છે. હે નિર્દોષ લક્ષ્મણ ! વનને શોભાવનારા આ વસંતઋતુના દિવસો કે જેને વિષે કોકિલાઓ પોતાના મધુર શબ્દોવડે આખા વનને ગજાવી મૂકે છે તે મારી પ્રિયાને અત્યંત પ્રિય છે ! અરેરે, આ વખતે હું મારી પ્રાણપ્રિયાને જોઇ શકતો નથી, તેથી કામ પીડાને લીધે ઉત્પન્ન થયેલો અને વસંતઋતુની રમણીયતા આદિ ગુણોને જોવાથી વૃદ્ધિ પામેલો શોકરૂપી અગ્નિ થોડા સમયમાંજ મને બાળી ભસ્મ કરશે ! અરેરે, હાય ! હું મારી પ્રાણપ્રિયા વૈદેહીને જોઇ શકતો નથી; પરંતુ માત્ર રમણીય વૃક્ષોને જ જોઉં છું, તેથી મારા મનમાં પ્રકટેલા કામ તથા શોક પ્રતિપળે વૃદ્ધિ પામતો જાય છે ![૨૮-૩૪] અરે, વારંવાર પરસેવો આણી શરીરને મલિન કરનારો આ વસંતઋતુ, હરિણનાં બચ્ચાંના નેત્રસરખાં નેત્રવાળી સીતા અને ક્રૂર એવા ચૈત્રમાસનો વનનો વાયુ એ ત્રણે, ચિંતા તથા શોકમાં રહેલા મને અત્યંત સંતાપે છે ! અહો ! આ મદમત્ત મયૂરો કે પોતાનાં પીંછડાં પવનવડે ઉડતાં હોવાને લીધે જાણે સ્ફટિકના ઝરૂખામાંજ રહ્યાં હોય એવા જણાય છે, તે પોતાની મયૂરીઓની સાથે અહીં તહીં નૃત્ય કરતા કેવા શોભી રહ્યા છે ? પણ રે, તેઓ કામપીડિત એવા મને તો વિશેષ પીડા કરનારાજ છે ! હે લક્ષ્મણ ! પેલા પર્વતના શિખર ઉપર નૃત્ય કરતા મયૂરની પાસે તેની સ્ત્રી મયૂરી પણ કામાતુર થવાને લીધે કેવી નૃત્ય કરી રહી છે ? અરે, જ્યારે એ મયૂરી નૃત્ય કરતી કરતી દૂર ખસી જાય છે, ત્યારે તેને વિષેજ આસક્ત મનવાળો તેનો ભર્તા મયૂર પોતાની પંચરંગી પાંખો ફફડાવીને તથા મધુરા ટૌકા કરીને જાણે મારો ઉપહાસજ કરતો હોયની એમ તે મયૂરીની પાછળ દોડી જાય છે ! અહો ! એથી હું ધારૂં છું કે ખરેખર, આ વખતમાં એ મયૂર ભાગ્યશાળી છે, કેમકે તેની પ્રિયાનું કોઈ રાક્ષસે હરણ કર્યું નથી; અને તે પોતાની સ્ત્રીની સાથે આ રમ્ય વનમાં આનંદપૂર્વક નૃત્ય કરી રહ્યો છે ! ખરેખર, આ વસંતઋતુના ચૈત્ર માસને વિષે સીતાનો વિયોગ મને ઘણોજ દુઃસહ થઇ પડયો છે.[૩૫-૪૧] હે લક્ષ્મણ ! જોની, તિર્યક્ ( પશુ–પક્ષી ) યોનિને વિષે પણ સ્ત્રી પુરૂષોની પરસ્પર કેવી પ્રીતિ હોય છે ? અહા ! પેલી મયૂરી અતિ-

શય પ્રીતિને લીધે નિરંતર પોતાના ભર્તા મયૂરની પાસેજ રહે છે.૪૨ તેજ પ્રમાણે જો વિશાળ નેત્રવાળી મારી પ્રિયા સીતાનું હરણ ન થયું હોત તો તે પણ અતિશય પ્રીતિને લીધે મારી પાસેજ રહેત ! "૪૩

"હે લક્ષ્મણ ! જો, આ વસંતઋતુને વિષે પુષ્પોના ભારને લીધે લચી રહેલાં વૃક્ષોપરથી પૃથ્વીપર ઉપરાઉપરી ખરી પડતાં પુષ્પો પણ સીતાનો વિયોગ થયેલ હોવાથી મારે તો નકામાં જ છે.૪૪ અરે, આ વૃક્ષોનાં રંગ– બેરંગી સુંદર પુષ્પો ભ્રમરોસહિત પૃથ્વીપર પડીને નકામાં જાય છે. ૪૫ અહો ! વસંતઋતુને લીધે હર્ષિત થયેલાં આ પક્ષીઓ ટોળે મળીને જાણે એક–બીજાને બોલાવતાંજ હોયની, એમ શબ્દ કરી રહ્યાં છે ! અરે, તે પણ મારા મનમાં તો કામની વૃદ્ધિજ કરે છે !૪૬ અરેરે, સાંપ્રતમાં મારી પ્રિયા જાનકી કયાં હશે ? તે જ્યાં વસતી હશે, ત્યાં પણ જો વસંતઋતુ હશે તો ખરેખર તે પણ પરવશ થઇ મારી પેઠેજ શોચ કરતી હશે !૪૭ પણ ના ના, એ મારી નીલ કમળતુલ્ય નેત્રવાળી સીતા જ્યાં વસતી હશે, ત્યાં આ સમયે વસંતઋતુ નહિજ હોય; કેમકે જો વસંત હોય તો તે મારાવિના એકલી કેવી રીતે રહી શકે ?૪૮ કદાચ સીતા રહે છે ત્યાં વસંતઋતુ હોય તોપણ શત્રુઓના કબજામાં રહેલી એ સુશ્રોણી સીતા શું કરી શકે એમ હતી ?૪૯ અરેરે, હાય ! હાય ! ! એ કમળપત્રસરખાં નેત્રવાળી અને મધુર ભાષણ કરનારી મારી પ્રિયા શ્યામા સીતા વસંતઋતુના દિવસોમાં મારા વિરહને લીધે અવશ્ય પોતાના જીવિતને ત્યજી દેશે !૫૦ હાય, મારા મનમાં દૃઢ નિશ્ચય છે કે મારો વિયોગ પામેલી સાધ્વી સીતા એકલી રહી કદી પણ જીવી શકે એમ નથી.૫૧ કેમકે જેવો મારો દૃઢ ભાવ તેને વિષે છે તેવો જ તેનો મારાપર છે.૫૨ હે તાત ! આ પુષ્પોના સુગંધને વહન કરનારો અને સુખકારક સ્પર્શવાળો હીમ જેવો શીતલ વાયુ નિરંતર પ્રિયાનું જ ચિંતવન કરતા એવા મને અગ્નિસરખો ઉષ્ણ–દુઃખ આપનારો થઇ પડ્યો છે !૫૩ અહો ! પૂર્વે જ્યારે હું સીતાસહિત હતો, ત્યારે જેને હું સુખરૂપ માનતો તેજ વાયુ આજે સીતાથી વિયોગ પામેલા એવા મને શોક ઉપજાવે છે !૫૪ અરે, જ્યારે હું સીતાસહિત હતો ત્યારે આ કાકપક્ષી, જાણે અમારો ભાવિ પતિ–પત્નીનો વિયોગ જ સૂચવતો હોયની ? એમ આકાશમાં ચોતરફ ઉડી ભયંકર શબ્દ કરતો હતો, અને હવે પાછો તેજ પક્ષી વૃક્ષપર બેસી હર્ષપૂર્વક શબ્દ ઉચ્ચારે છે; તેથી અમારો–પતિ–પત્નીનો સંયોગ થવાનો હોય એમ જણાય છે !૫૫ અરે, હું તો માનું છે કે મારી પ્રાણપ્રિયાનું હરણ કરાવનાર આ કાકપક્ષીજ છે; અને હવે વૈદેહીના સમાગમ અર્થે મને અહીંથી પ્રયાણ કરવાનું સૂચવનાર પણ તેજ છે.૫૬ હે લક્ષ્મણ ! આ પુષ્પના ભારથી લચી રહેલાં વૃક્ષોપર બેસી શબ્દ કરતાં નાના પ્રકારનાં પક્ષીઓના મદની વૃદ્ધિ કરનારા કલ્લોલને તું સાંભળ.૫૭ હે ભાઈ ! જો તો ખરો, જેમ મદમત્ત બનેલી પોતાની પ્રિયા પ્રત્યે કામીપુરૂષ દોડી જાય છે, તેમ વાયુએ કંપાવેલી તિલક વૃક્ષની મંજરી પ્રત્યે આ ભ્રમર સપાટાબંધ ચાલ્યો આવે છે !૫૮ અરે, આ અશોકવૃક્ષ તો ઉલટું કામીપુરૂષોને વધારે શોક ઉપજાવનારૂં છે ! જોની, પવનથી કંપેલા પોતાના ગુચ્છોવડે તે જાણે મારો તિરસ્કાર કરતું હોયની, એવું દેખાય છે !૫૯ હે લક્ષ્મણ ! ચોમેર મોર આવવાને લીધે સુશોભિત થયેલાં આ આંબાનાં વૃક્ષો અંગરાગને ધારણ કરનારા તથા જેઓનાં ચિત્ત રતિક્રીડામાં આસક્ત છે એવા કામી પુરૂષોના જેવા દેખાય છે !૬૦ હે લક્ષ્મણ ! આ પંપાસરોવરની રળીયામણી વન પંક્તિઓને વિષે પોતાની સ્ત્રીઓ કિન્નરીઓસહિત કિન્નરો આમતેમ વિચરી રહ્યા છે. તેઓને તું જો.૬૧ હે નરશ્રેષ્ઠ ! જોતો ખરો આ પંપાના

જળને વિષે ચોમેર બાળ સૂર્યની પેઠે ખીલી રહેલાં ઉત્તમ સુગંધવાળાં રક્ત કમળો કેવાં શોભી રહ્યાં છે ?[६२] અહો ! શ્વેત તથા રક્ત આદિ રંગ બેરંગી કમળો વાળું, નિર્મળ જળથી ભરેલું હંસ તથા કારંડવપક્ષીઓએ સેવેલું આ પંપાસરોવર કેવું શોભી રહ્યું છે ?[६३] અહો ! ભ્રમરોએ જેના પરાગને ઉરાડયો છે એવાં બાળસૂર્ય સમાન પ્રકાશી રહેલાં કમળોવડે ચોમેર વ્યાપ્ત થયેલું આ પંપાસરોવર કેવું રળીયામણું દીસે છે ![६४] આ સરોવર મધુર સ્વરવાળી કોકિલાઓથી, ચિત્રવિચિત્ર વનોથી, તેમજ જળપાન કરવાને આવતાં હાથી તથા મૃગનાં ટોળાંથી અત્યંત શોભી રહ્યું છે ![६५] હે લક્ષ્મણ ! આ સરોવરના નિર્મળ જળ ઉપર જ્યારે પવનના સપાટા આવે છે ત્યારે તેમાં ઉત્પન્ન થતી મોટી મોટી લહરીઓના અથડાવાથી કંપાયમાન થયેલાં કમળો કોઇ ઓરતરેહનીજ શોભા આપે છે !"[६६]

"અહો ! કમળની પાંખડીસરખા વિશાળ નેત્રોવાળી મારી પ્રિયા સીતા કે જેને નિરંતર કમળો ઘણાંજ પ્રિય છે તેને જોયાવિના મને જીવવું રૂચતું નથી.[६७] અહો ! કામદેવ ઘણોજ કુટિલ સ્વભાવનો છે, કે જે અત્યંત પ્રિય ભાષણ કરનારી અને રાક્ષસથી હરાઈ જવાને લીધે પુનઃ પ્રાપ્ત થવી દુર્લભ એવી મારી પ્રિયાનું મને વારંવાર સ્મરણ કરાવે છે ![६८] અરે, વનમાંનાં વૃક્ષોને પુષ્પોની સમૃદ્ધિથી સુશોભિત કરનારી આ વસંતઋતુ જો મને અધિક દુઃખ આપતી ન હત તો એકાએક આવી પડેલા એકલા કામવેગને તો હું સહન કરી શકત ![६९] અહો ! સીતાની સાથે વસતા મને પૂર્વે જે જે વસ્તુઓ રમણીય લાગતી હતી તે સઘળી આજે સીતાનો વિયોગ થવાથી અરમણીય ( ન ગમે એવી ) થઇ પડી છે ! [७०] હે લક્ષ્મણ ! આ કમળની પાંખડીઓ કામને ઉત્તેજિત કરનારી છે, તોપણ સીતાનાં નેત્ર સરખી હોવાને લીધે તેને જોવા માટે મારી દૃષ્ટિ વારંવાર લોભાય છે ![७१] અહો ! કમળોના પરાગથી મિશ્રિત થવાને લીધે શીતળ તથા સુગંધયુક્ત થયેલો અને વૃક્ષોમાં અથડાઇ નીકળવાને લીધે મંદ મંદ વાતો આ મનોહર વાયુ ખરેખર મારી પ્રાણપ્રિયા સીતાના નિઃશ્વાસ સરખોજ લાગે છે ![७२] હે સૌમિત્રિ ! આ પંપાસરોવરના સામા કીનારાપર આવેલા પર્વતના શિખર ઉપર પુષ્પોના ભારથી લચી રહેલી પેલી કર્ણિકાર વૃક્ષોની શાખાઓ કેવી શોભી રહી છે ?[७३] અહો ! નાના પ્રકારની ગેરૂ આદિ ધાતુઓથી શોભતો આ મોટો પર્વત વાયુના સપાટાવડે હણાયેલી પંચરંગી રજને ઉત્પન્ન કરે છે ![७४] હે સૌમિત્રિ ! આ સામે દેખાતા પર્વતનાં શિખરો પોતાના ઉપર ઉગેલાં પાંદડાં વગરનાં અને ચોતરફ પુષ્પોથી ઢંકાયેલાં ખાખરાનાં વૃક્ષોને લીધે જાણે અગ્નિવડે ચોમેરથી સળગી ઉઠયાં હોયની, એવાં જણાય છે ![७५] વળી હે લક્ષ્મણ ! જોની, આ પંપાસરોવરનુંજ જળ પીને મોટાં થયેલાં તેના તીરપરનાં મીઠા સુગંધવાળાં માલતી (જુઇ) મલ્લિકા, પદ્મ, કરવીર, કેતકી, નગોડ, પીળાં પુષ્પવાળી લતા, માતુલિંગ ( બિજોરૂં ), લીંબુડી, બટમોગરો, ચિરબિલ્વ, મહુડા, તગર, બકુળ, ચંપો, તિલક, નાગકેસર, પદ્મપર્ણી, અને નીલાશોક વગેરે વૃક્ષો પુષ્પિત થવાને લીધે કેવાં શોભી રહ્યાં છે ? તથા પર્વતોની તલેટીને વિષે ઉગેલાં સિંહની કેશવાળી સરખાં પીળા વર્ણનાં લોધ્ર, અંકોળ, કુરંટ, લીંબડા, આંબા, પાટલ તથા કોવિદાર આદિ વૃક્ષો ફૂલી–ફૂલીને કેવાં રળીયામણાં લાગે છે ? તેમજ પર્વતનાં શિખરોપર ઉગેલાં નારંગી, અર્જુન, પીળા વર્ણનાં પુષ્પવાળી કેતકી, શ્લેમાતક, કાંટેસળી, શિંશપા, ધાવડો, શીમળો, ખાખરો, રક્ત કુરબક, તિનિશ, જ્યોતિષ્મતી, ચંદન, સ્યંદન, હિંતાલ, બીજીજાતિનાં તિલકવૃક્ષ, તથા નાગવૃક્ષ વગેરે જાતજાતનાં વૃક્ષો પુષ્પના ગુચ્છોથી કેવાં શોભી રહ્યાં છે ? અહો, હે લક્ષ્મણ ! આ પંપાસરોવરપરનાં સઘળાં પુષ્પિત વૃક્ષોને પુષ્પભારથી

લચેલી લતાઓ વીંટાઇ વળી છે, તેને તો તું જો! અહો! જેમ કોઈ મદમત્ત થયેલી સુંદરી પોતાના પતિના શરીરને લપટાઈ જાય તેમ આ લતાઓ વાયુથી કંપતી શાખાઓ-વાળાં પાસેનાં વૃક્ષોને લપટાઈ જાય છે! અહો, અનેક જાતના રસોના સ્વાદથી જાણે હર્ષિત થયેલો હોય એવો આ વાયુ, એક વૃક્ષથી બીજા વૃક્ષ પ્રત્યે, એક પર્વતમાંથી બીજા પર્વતમાં અને એક વનમાંથી બીજા વનમાં, એમ સર્વત્ર વાય છે. હે લક્ષ્મણ! આ વનને વિષે મધુર ગંધવાળાં કેટલાંક વૃક્ષો પુષ્પભારથી લચી રહેલાં છે,[૭૬-૮૬] અને કેટલાંક માત્ર સુશોભિત કળીઓથી વ્યાપ્ત હોવાને લીધે શ્યામવર્ણાં દેખાય છે. 'આ મધુર છે, આ સ્વાદુ છે તથા આ પ્રફુલ્લિત છે.' એ પ્રમાણે રાગાસક્ત થયેલો ભ્રમર મધુના સુગંધમાં લુબ્ધ થવાથી આ સરોવરના વૃક્ષોનાપુષ્પ ગુચ્છો-પર બેસે છે, અને વળી ગુંજારવ કરતો ઉડીને બીજા પુષ્પગુચ્છો પ્રત્યે જાય છે,[૮૭,૮૮] પોતાની મેળે ખરી પડેલાં પુષ્પોથી છવાયેલી આ ભૂમિ કામી પુરૂષોને શયન કરવા અર્થે બિછાવેલી શય્યાના જેવી દેખાય છે![૮૯] હે સૌમિત્રિ! આ પર્વતની તલેટીને વિષે તો પીળાં, રાતાં તથા શ્યામ આદિ અનેક વર્ણનાં રંગ-બેરંગી પુષ્પોના ઢગલા પડેલા હોવાને લીધે, જાણે નાના પ્રકારની શય્યાઓજ બની રહી હોયની એમ જણાય છે![૯૦] હે સૌમિત્રિ! આ વસંતઋતુને વિષે વૃક્ષોપર ખીલી રહેલાં પુષ્પોની સમૃદ્ધિને તો તું જો! અહો! આ ચૈત્રમાસમાં તો પુષ્પગુચ્છોથી ખીચોખીચ ભરેલી શાખાઓવાળાં વૃક્ષો જાણે પરસ્પર સ્પર્ધાજ કરતાં હોયની, એમ ખીલી રહ્યાં છે. વળી હે લક્ષ્મણ! તે વૃક્ષો પોતાનાપર ભમતા ભ્રમરોના ગુંજારવને લીધે જાણે એક બીજાને બોલાવતાં જ હોયની એવાં જણાય, છે![૯૧,૯૨] અરે, આ કારંડવ પક્ષી તો મારા કામને ઉત્તેજિત કરવાને અર્થેજ નિર્મળ જળમાં પ્રવેશ કરીને પોતાની સ્ત્રીની સાથે રમણ કરે છે![૯૩] હે લક્ષ્મણ! આ પંપા* મંદાકિનીનદીના જેવાજ ઉત્તમ તથા જગવિખ્યાત ગુણોવાળી છે, અને તેનું મનોહર સ્વરૂપ યોગ્યજ છે.[૯૪] હે રઘુશ્રેષ્ઠ લક્ષ્મણ! જો મને મારી પ્રિયપત્ની સીતાનાં આ સ્થળે દર્શન થાય અને જો હું તે સાધ્વીસહિત અહીંજ નિવાસ કરૂં, તો પછી ઇંદ્રની અમરાવતીને કિંવા આપણી અયોધ્યાનગરીને પણ ઇચ્છું નહિ![૯૫] અહો! આવી રમ્ય હરિયાળી પૃથ્વીને વિષે જો હું સીતાની સાથે રમણ કરૂં તો મને કંઇ પણ ચિંતા અથવા અન્ય સુખની ઇચ્છા થાય નહિ![૯૬] અહો! આ વનમાંનાં વિવિધ પ્રકારનાં પત્ર તથા પુષ્પોવાળાં વૃક્ષો કાન્તાવિનાના મને ચિંતા કરાવે છે.[૯૭] હે સૌમિત્રિ! જોતો ખરો, શીતળ જળવાળું આ પંપાસરોવર નાના પ્રકારનાં કમળોથી અને ચક્રવાક, કારંડવ, મંડુક, ક્રૌંચ વગેરે પક્ષીઓ તથા મૃગાદિ પશુઓથી અધિક શોભી રહ્યું છે![૯૮,૯૯] અહા! આ હર્ષિત થયેલાં જાતજાતનાં પક્ષીઓ કમળ સરખાં નેત્રવાળી અને ચંદ્ર સમાન મુખવાળી મારી પ્રિયા સીતાનું સ્મરણ કરા-વીને મારા મનમાં કામનું ઉદ્દીપન કરે છે! જો, જો, પેલા વિચિત્ર પર્વતશિખરોને વિષે પોતાની સ્ત્રીઓ હરિણીઓની સાથે ક્રીડા કરતા હરિણો મારી મૃગસમાન નેત્રવાળી પ્રિયા જાનકીથી વિયોગ પામેલા મારા ચિત્તને વધારે ખેદ પમાડે છે![૧૦૦,૧૦૧] અરે, મદ-મત્ત પક્ષીઓથી વ્યાપ્ત અને અત્યંત રમ-ણીય એવા આ પર્વતશિખરને વિષે જો હું મારી પ્રિયાને જોવા પામું તોજ ભાગ્યવાન કહેવાઉં![૧૦૨] હે સૌમિત્રિ! સુમધ્યમા સીતા જો મારી સાથે રહી, આ પંપાના શીતળ પવનને સેવે તોજ મારૂં જીવિત સફળ ગ-ણાય![૧૦૩] હે લક્ષ્મણ! જે પુરૂષ પોતાની સુંદરીસહિત કમળની સુગંધને વહન કરનારા અને શોકને શમાવનારા આ પંપાના પવિત્ર પવનનું સેવન કરે છે તેનેજ ધન્ય છે"![૧૦૪]

* એ નામની પંપાસરોવરમાંથી નીકળતી નદી.

"અરેરે ! ! શત્રુને વશ પડેલી અને કમળસમાન નેત્રવાળી મારી પ્રિયા શ્યામા-સીતા મારો વિયોગ પામીને પોતાના જીવિતને કેમ કરી ધારણ કરતી હશે ?[૧૦૫] અરે, વનમાંથી ઘેર ગયા પછી, ધર્મજ્ઞ તથા સત્યવાદી જનકરાજા મને સીતાનું કુશળ પૂછશે ત્યારે મનુષ્યોની સભા વચ્ચે હું તેમને શો પ્રત્યુત્તર આપીશ ?[૧૦૬] અહો ! ધર્મ પ્રમાણે વર્તનારી સીતા, કે જે પિતાએ વનમાં કાઢેલા મારા સરખા મંદ ભાગ્યવાળા પતિની સાથે વનમાં આવી હતી, તે મારી પ્રિયા સીતા સાંપ્રતમાં ક્યાં હશે ?[૧૦૭] હે લક્ષ્મણ ! રાજ્ય-ભ્રષ્ટ થવાને લીધે વિકલ થઈ ગયેલા મારી સાથે જે વનમાં આવી હતી તે સીતા-વિનાનો થયેલો હું હવે કૃપણની પેઠે કેમ કરી જીવી શકું ?[૧૦૮] હાય ! તેનું સુંદર કમળસમાન નેત્રવાળું, ઉત્તમ સુગંધવાળું અને વ્રણરહિત નિર્મળ મુખ જોયા વિના હવે મારી મતિ મુંઝાય છે.[૧૦૯] અરેરે; ઓ લક્ષ્મણ ! મંદમંદ હાસ્યયુક્ત, ગુણવાળાં, મધુર અને હિતરૂપ એવાં સીતાનાં વાક્યો હવે હું ક્યારે સાંભળીશ ?[૧૧૦] અહા ! મારી પ્રિયા સાધ્વી સીતા વનને વિષે મહાન દુઃખ પામવા છતાં પણ કામપીડિત એવા મારી સંમુખ જોઇને તો જાણે દુઃખવગરની તથા હર્ષિતજ હોય એવી રીતે મધુરાં વચનો બોલતી હતી ![૧૧૧] હે લક્ષ્મણ ! આપણે જ્યારે અયોધ્યા જઇશું ત્યારે શુદ્ધ મનવાળાં મારી માતુશ્રી કૌસલ્યા, સીતાને નહિ જોઇને પૂછશે કે 'હે રામ ! મારી વહુવારૂ સીતા ક્યાં ?' ત્યારે હે ભાઇ ! હું તેમને શો પ્રત્યુત્તર આપીશ ?[૧૧૨] માટે હે લક્ષ્મણ ! હવે તો તું એકલોજ અયોધ્યા પ્રત્યે પાછો જા, અને ભાઇઓપર પ્રીતિવાળા ભરતને મળ. જનકાત્મજા સીતા વિના હું તો કોઈ પણ પ્રકારે જીવી શકું એમ નથી."[૧૧૩]

એ પ્રમાણે અનાથની પેઠે વિલાપ કરતા મહાત્મા રામચંદ્ર અતિશય શોકાવેશને લીધે મૂર્ચ્છિતસરખા થઈ ગયા. રામચંદ્રની એવી દશા જોઇને તેના નાના ભાઇ લક્ષ્મણે તેમનું સાંત્વન કરવા અર્થે યોગ્ય અને યથાર્થ વચનો કહેવા માંડયાં.[૧૧૪]

લક્ષ્મણ કહે છે:—"હે પુરૂષોત્તમ રામ ! તમારૂં કલ્યાણ થાઓ. તમે શોકનો ત્યાગ કરી ધૈર્યને ધારણ કરો; કેમકે તમારા સરખા શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષોની મતિ આવી રીતે શોકને લીધે કદી પણ મંદ થતી ઘટતી નથી.[૧૧૫] હે ભાઇ !

'स्मृत्वा वियोगजं दुःखं त्यज स्नेहं प्रिये जने।
अतिस्नेहपरिष्वङ्गाद्वर्तिरार्द्रापि दह्यते ॥

તમે વિયોગથી થતાં દુઃખોનું સ્મરણ કરી, પ્રિયજનોપરના સ્નેહનો ત્યાગ કરો. ઘણા સમય સુધી સ્નેહ (તેલ-ઘી વગેરે રસ) નું અવલંબન કરવાથી તો જળમાં ભીંજાયેલી રૂની દીવેટ પણ બળે છે.[૧૧૬] હે રાઘવ ! સીતાનું હરણ કરનાર રાવણ કદાચ પાતાળમાં જશે કિંવા એથી પણ અધિક ગુપ્ત સ્થળે જશે; તોપણ તે હવે કોઇ પણ પ્રકારે જીવતો રહેશે નહિ.[૧૧૭] પણ હે આર્ય ! પ્રથમતો આપણે તે (રાવણ)નો પૂરેપૂરો પત્તો મેળવવો જોઇએ. એ દુરાત્મા રાવણરાક્ષસનું નિવાસસ્થાન આપણા જાણવામાં આવ્યું એટલે તો તેને મુવેલોજ જાણો ! કાંતો એ દુષ્ટ આપણા ભયથી સીતાને છોડી દેશે; કિંવા આપણા હાથથી સંગ્રામમાં મરણને શરણ થશે ![૧૧૮] હે આર્યભ્રાત ! કદાચ તે રાવણ સીતાને આપણે સ્વાધીન ન કરતાં તેને લઇને દિતિ (પૃથ્વી)ના ગર્ભમાં ભરાઈ જશે, તો ત્યાં જઈને પણ હું તેનો વધ કરીશ.[૧૧૯] હે કલ્યાણરૂપ વડિલ બંધુ ! તમે આવી કૃપણ સરખી મતિનો ત્યાગ કરી સ્વસ્થ થાઓ. તમે જાણોજ છો કે જેઓનો અર્થ નષ્ટ થયો છે એવા પુરૂષો ઉદ્યોગ કર્યા સિવાય પુનઃ તે અર્થને મેળવી શકતા નથી[૧૨૦] હે આર્ય !

'उत्साहो बलवानार्य नास्त्युत्साहात्परं बलम्।
सोत्साहस्य हि लोकेषु न किंचिदपि दुर्लभम् ॥

સર્વપ્રકારનાં કાર્યો ઉત્સાહથીજ સિદ્ધ થઈ શકે છે; સર્વ કાર્ય સિદ્ધ કરવામાં એકલો ઉત્સાહજ બળવાન્ છે, આ જગતમાં ઉત્સાહના કરતાં બીજું અધિક બળ કંઈજ નથી. ઉત્સાહી પુરૂષને ત્રૈલોક્યને વિષે કંઈ પણ દુર્લભ નથી.[૧૨૧] હે જ્યેષ્ઠ બંધુ! ઉત્સાહવાળા પુરૂષો ગમે તેવાં દુર્ઘટ કાર્યોમાં પણ મુંઝાતા નથી; માટે આપણે પણ ઉત્સાહનો આશ્રય કરી ઉદ્યોગ કરીશું, તો સીતાને નિશ્ચય મેળવીશું.[૧૨૨] હે આર્ય! તમે તમારી કામવૃત્તિનો ત્યાગ કરો અને શોકને પછવાડે મૂકો. શું તમે મહાત્મા અને કૃતાત્મા એવા તમારા આત્માને નથી જાણતા?"[૧૨૩]

મહાત્મા લક્ષ્મણનાં વચન સાંભળી શોકને લીધે અચેતન સરખા થયેલા શ્રીમાન રામચંદ્રે તુરતજ શોક તથા મોહનો ત્યાગ કરી ધૈર્યનું અવલંબન કર્યું.[૧૨૪] પછી અચિંત્ય પરાક્રમી રામચંદ્રે લક્ષ્મણસહિત અવ્યગ્રચિત્તે વાયુથી કંપતાં વૃક્ષોવાળા રમણીય પંપાસરોવરનું અતિક્રમણ કરી ઋષ્યમૂકપર્વત ભણી ચાલવા માંડયું.[૧૨૫] લક્ષ્મણનાં યથાર્થ વચનોને વિચારી શાંત થયેલા, પરંતુ અતિશય દુઃખ વેગને લીધે ઉદ્વેગ પામેલા મહાત્મા રામચંદ્ર પોતાના કનિષ્ઠબંધુ લક્ષ્મણની સાથે અનેક ઝરણાં તથા કંદરાઓવાળા અદ્ભુત વનનું અવલોકન કરતા, ઋષ્યમૂક પ્રત્યે ચાલ્યા.[૧૨૬] આ સમયે મદોન્મત્ત હસ્તીના સરખી ગતિવાળા મહાત્મા લક્ષ્મણ, કે જે નિરંતર અવ્યગ્રચિત્તે પોતાના વડિલ બંધુ રામચંદ્રને અનુકૂળ પડે તેવીજ ચેષ્ટા કરતા હતા તે, ધર્મ તથા બળવડે રામચંદ્રનું રક્ષણ કરવા અર્થે તેમની પાછળ-પાછળ ચાલવા લાગ્યા.[૧૨૭]

ચાલતાં ચાલતાં એ બન્ને વીરો કેટલીકવારે ઋષ્યમૂકપર્વતની સમીપ આવી પહોંચ્યા. ત્યારે તેઓ વાનરોના અધિપતિ સુગ્રીવની દૃષ્ટિએ પડ્યા. તેઓનું અદ્ભુત સ્વરૂપ જોતાંજ મહા બળવાન્ સુગ્રીવ "અરે, મારો વિનાશ કરવા સારૂ વાલીએજ એઓને મોકલ્યા હશે!" એમ ધારી અત્યંત ત્રાસ પામ્યો; અને ભયને લીધે તેણે ખાન-પાન વગેરે સર્વ ચેષ્ટાઓ મૂકી દીધી.[૧૨૮] ઋષ્યમૂકપર્વતની નજીકમાં વિચરતા બન્ને ભાઇઓને જોઇને, ચિંતાતુર થયેલો સુગ્રીવ અત્યંત ખેદગ્રસ્ત થયો, અને ભયને લીધે તેનો સઘળો ઉત્સાહ ભાંગી ગયો.[૧૨૯] વળી ત્યાં વસતા બીજા વાનરો પણ મહા તેજસ્વી રામ-લક્ષ્મણને જોઈ, "એઓને વાલીએ મોકલ્યા હશે!" એવા ભયથી ત્રાસ પામ્યા; અને નાસ-ભાગ કરી વાનરોના આશ્રયસ્થાનરૂપ મતંગઋષિના પવિત્ર આશ્રમમાં સંતાવા લાગ્યા[૧૩૦]

तमाश्रमं पुण्यसुखं शरण्यं सदैव शाखामृगसेवितान्तम् । त्रस्ताश्च दृष्ट्वा हरयो विजग्मुर्महौजसौ राघवलक्ष्मणौ तौ ॥१३०॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિંધાકાંડમાં પહેલો સર્ગ સંપૂર્ણ. ૧

## सर्ग २ जो.

રામ-લક્ષ્મણને જોઇને સુગ્રીવની શંકા-હનુમાનને પ્રબોધન.

तौ तु दृष्ट्वा महात्मानौ भ्रातरौ रामलक्ष्मणौ। वरायुधधरौ वीरौ सुग्रीवः शङ्कितोऽभवत्॥१॥

ધનુષ્ય-બાણ વગેરે ઉત્તમ આયુધોને ધારણ કરનારા મહાત્મા રામ-લક્ષ્મણ બન્ને ભાઇઓને ઋષ્યમૂકપર્વત ભણી આવતા જોઇને તેમને "વાલીએ મોકલ્યા હશે." એવી શંકાથી વિહ્વળ થયેલો સુગ્રીવ પોતાના મનમાં બહુ ઉદ્વેગ પામ્યો; અને ભયને લીધે "હવે શું કરવું?" એમ વિચારતો ચોમેર દૃષ્ટિ કરવા લાગ્યો, પરંતુ તેને કાંઈ સૂઝ પડી નહિ.[૧,૨] ઋષ્યમૂક પર્વતપરથી એ સુગ્રીવ પોતાની તરફ આવતા બન્ને રાજપુત્રો તરફ વારંવાર જોવા લાગ્યો, અને જેમ જેમ તેઓ પર્વતની નજીકમાં આવતા ગયા, તેમ તેમ અતિશય ભયને લીધે તેનું ચિત્ત ઘણુંજ વ્યગ્ર

થવા લાગ્યું, તથા કોઇ પણ પ્રકારે તેને ત્યાં રહેવું ઠીક લાગ્યું નહિ.[૩] રામ-લક્ષ્મણને જોઇને અતિ ઉદ્વેગ પામેલા ધર્માત્મા સુગ્રીવે પોતાનું રહેઠાણ બદલવું કે નહિ,+ એ બાબતનો પોતાના સચિવોની સાથે વિચાર કર્યા પછી, તેઓને તથા બીજા સર્વ વાનરોને કહ્યું કે,[૪,૫] "હે કપિવરો ! તપસ્વી સરખા વેષવાળા પેલા કોઇ બે વીરપુરૂષો આપણા પર્વત ભણી ચાલ્યા આવે છે, તેને તમે જુઓ. હું ધારૂં છું કે આપણો વિનાશ કરવા સારૂ આપણા શત્રુરૂપ વાલીએજ તેઓને આવા દુર્ગમ અરણ્યને વિષે મોકલ્યા છે, એમાં કાંઇ પણ શક નથી. વળી તેઓ આપણને વિશ્વાસ ઉપજાવવા અર્થે વલ્કલવસ્ત્ર આદિ સજી ઋષિસરખા વેષથી વનમાં વિચરતા આ તરફ આવે છે."[૬]

સુગ્રીવનું વચન સાંભળીને તથા શ્રેષ્ઠ ધનુષ્યધારી રામ-લક્ષ્મણને જોઇને અતિશય ભયભીત થયેલા સુગ્રીવના સચિવો તથા સઘળા યુથપતિઓ તુરતજ સુગ્રીવની સાથે એ શિખરપરથી ઉઠીને બીજા નિર્ભય શિખર ઉપર ગયા, અને ત્યાં વાનરશ્રેષ્ઠ સુગ્રીવને ચોમેરથી વીંટીને બેઠા.[૭,૮] સર્વ સચિવો તથા યુથપતિઓસહિત સુગ્રીવ બીજા શિખર પ્રત્યે ગયો ત્યારે એ ઋષ્યમૂકપર્વતના શિખરપર વસતા બીજા સર્વ વાનરો પણ એક શિખરપરથી બીજા શિખરપર કુદતા, પોતાના વેગથી પર્વતશિખરોને કંપાવતા, માર્ગમાં આડે આવતાં મોટાં મોટાં પુષ્પિત વૃક્ષોને ભાંગતા તથા વનનાં મૃગ, માર્જાર અને સિંહાદિ પ્રાણીઓને ત્રાસ ઉપજાવતા પૂર્વોક્તનિર્ભય શિખર પ્રત્યે જવા લાગ્યા.[૯-૧૧] સઘળા વાનરો જ્યારે નિર્ભય શિખર ઉપર એકત્ર થયા ત્યારે સુગ્રીવના સર્વ સચિવો સ્થિર ચિત્તે હાથ જોડીને પોતાના અધિપતિની પાસે બેઠા.[૧૨]

પછી વાલીના ક્રૂર કર્મથી શંકાશીલ અને ભયભીત થયેલા સુગ્રીવને શાંત કરવા અર્થે વાક્યચતુર હનુમાન કહેવા લાગ્યો કે,[૧૩] "હે કપિશ્રેષ્ઠ ! સર્વ કપિઓસહિત તું વાલીના નિમિત્તે થયેલા ભયનો ત્યાગ કર, કેમકે સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ એવા આ ઋષ્યમૂકપર્વતમાં વસવાથી આપણને વાલીનો જરા ભય પણ નથી÷[૧૪] વળી હે હરિપુંગવ ! તું જેના ભયથી આટલો બધો ઉદ્વેગ પામી અહીં નાસી આવ્યો છે, તે ક્રૂર સ્વભાવવાળો અને પાપી દૃષ્ટિવાળો વાલી તો અહિંયાં ક્યાંય પણ મારા જોવામાં આવતો નથી.[૧૫] હે સૌમ્ય ! અતિપાપી અને દુષ્ટાત્મા તારો મોટો ભાઇ વાલી કે જેનાથી તને ભય ઉપજ્યો છે તે અહીં નથી, તોપછી તારે આમ ભય પામવાનું કંઈ કારણ નથી[૧૬] અહો ! હે કપિવર્ય ! આ ઉપરથી તો તારો મર્કટસ્વભાવ સ્પષ્ટ જણાઈ રહે છે; કેમકે તું પોતાના ચિત્તની ચપલતાને લીધે પોતાની બુદ્ધિને સ્થિર રાખી શકતો નથી.[૧૭] હે સુગ્રીવ ! તું બુદ્ધિ અને વિજ્ઞાનથી સંપન્ન છે, માટે પોતાની બુદ્ધિવડે સામાની ચેષ્ટાઓનો યથાર્થ વિચાર કરીને, જેમ યોગ્ય લાગે તેમ કર. બુદ્ધિભ્રષ્ટ થયેલો રાજા પોતાની પ્રજાનું પાલન કરી શકતો નથી."[૧૮]

હનુમાનનાં યોગ્ય વચનો સાંભળી, તેના પ્રત્યુત્તરમાં તેવાંજ યોગ્ય વચનો કપિરાજ સુગ્રીવ કહેવા લાગ્યો કે,[૧૯] "હે હનુમન્ ! લાંબી ભુજાઓવાળા, ધનુષ્ય, બાણ તથા ખડ્ગને ધારણ કરનારા, વિશાળ નેત્રવાળા અને સાક્ષાત્ દેવપુત્રસરખી કાંતિવાળા આ બન્ને પુરૂષોને જોઇને કોને ભય ન થાય ?[૨૦] આપણી તરફ આવતા એ બન્ને વીરપુરૂષોને વાલીએજ મોકલ્યા હશે, એવી હું શંકા ધરાવું છું, કારણકે રાજાઓને આવા સહાય્યક મિત્રો ઘણા હોય છે; માટે આપણે એઓનો વિશ્વાસ

+ રામ-લક્ષ્મણનાભયને લીધે પોતાના નિવાસસ્થાનમાંથી નીકળી, બીજા કોઇ ગુપ્તસ્થળમાં જઇ છુપાવું કે નહિ ?

÷ અર્થાત્ "ઋષ્યમૂ પર્વત ઉપર વાલી આવે તો તેનું મૃત્યુ થાય." એવો ઋષિનો શાપ થયેલ હોવાથી વાલી અહીં આવી શકે એમ નથી.

કરવો યોગ્ય નથી.[૨૧] મનુષ્યોએ ગુપ્ત વેશે ફરનારા શત્રુઓને હંમેશાં ઓળખવા જોઇએ, કારણકે તેઓ પોતે કોઈના ઉપર વિશ્વાસ ન રાખતાં પોતાપર વિશ્વાસુ બનેલા શત્રુને લાગ ફાવ્યે પ્રહાર કરે છે.[૨૨] હે કપિવર! વાલી પણ કપટયુક્ત રાજનીતિનાં કાર્યોમાં ઘણોજ બુદ્ધિમાન્ છે. વળી સાધારણ રીતે એવું તો છે જ કે રાજાઓ પોતાના શત્રુને છળવાના અનેકવિધના ઉપાયોને જાણતા હોય છે, અને તેઓ, પ્રાયઃ તેવા ઉપાયો-વડે જ શત્રુઓને હણે છે. માટે રાજાના શત્રુએ પ્રાકૃત-વેષધારી સેવકોદ્વારા તેનો આંતરભાવ જાણવો જોઇએ.[૨૩] હે હનુમન્! પ્રથમ તું પ્રાકૃત-ઉદાસીન સરખો વેષ ધારણ કરીને વનમાં ફરતો-ફરતો તે બન્ને વીરોની પાસે જા, અને તેઓની ઓળખાણ કર, તેમજ નીતિશાસ્ત્રમાં કહેલી હસ્ત, ચરણ તથા નેત્ર આદિની ચેષ્ટાઓથી, શાંત વા ભયંકર રૂપથી અને પ્રસંગોપાત્ત ભાષણ કરવાથી તેઓના અંતરના ભાવને જાણી લે. જો તેઓ હર્ષિત થઇને તને ઉત્તર આપે તો તું યોગ્ય ચેષ્ટાથી તથા વારંવાર પ્રશંસાનાં વાક્યોથી તેઓને વિશ્વાસ ઉપજાવજે. હે હરિવર! 'તે ધનુષ્ય-ધારી પુરૂષો શુદ્ધ અંતઃકરણવાળા છે' એવું જો તારા જાણવામાં આવે તો તું મારા સામી દૃષ્ટિ રાખી તેઓને આ વનમાં આવવાનું પ્રયોજન પૂછજે. હે હનુમાન્! હવે તું સત્વર એ નરવીરોની પાસે જા, અને તેઓની સાથે પ્રસંગોપાત્ત ભાષણ કરવાથી, તેઓના શાંત વા ભયંકરરૂપ ઉપરથી તથા તેઓની અનેક પ્રકારની ચેષ્ટાઓથી આપણા વિષે તેઓને દુષ્ટબુદ્ધિ છે કિંવા સદ્બુદ્ધિ છે, તે વાત સારી રીતે જાણી આવ."[૨૪-૨૭]

કપિરાજ સુગ્રીવની આજ્ઞા થવાથી પવન-સુત હનુમાને રામ-લક્ષ્મણની પાસે જવાનો નિશ્ચય કર્યો.[૨૮] અતિશય ભયભીત થયેલા મહાબળવાન્ સુગ્રીવનાં વચનોને માન્ય કરી મહાન્ પ્રતાપી હનુમાન અસહ્ય બળવાળા રામ-લક્ષ્મણની પાસે જવાને તત્પર થયો.[૨૯]

**तथेति सम्पूज्य वचस्तु तस्य कपिः सुभीतस्य दुरासदस्य । महानुभावो हनुमान्ययौ तदास यत्र रामोऽतिबली स लक्ष्मणः ॥२९॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિન્ધાકાણ્ડમાં બીજો સર્ગ સંપૂર્ણ. ૨

## सर्ग ३ जो.

રામ-લક્ષ્મણ અને હનુમાનનો સમાગમ.

**वचो विज्ञाय हनुमान्सुग्रीवस्य महात्मनः । पर्वतादृष्यमूकात्तु पुप्लुवे यत्र राघवौ ॥ १ ॥**

મહાત્મા સુગ્રીવનાં વચનોનું તાત્પર્ય સમજીને મારૂતસુત હનુમાન રામ-લક્ષ્મણની પાસે જવાને માટે ઋષ્યમૂક પર્વતપરથી કૂદીને નીચે ઉતર્યો; અને તેઓપરના અવિશ્વાસને-લીધે તેણે પોતાના વાનરરૂપનો પરિત્યાગ કરી એક સાધારણ ભિક્ષુક (તાપસ) નું રૂપ ધારણ કર્યું.[૧,૨] પછી અતિ નમ્રપણે રામ-લક્ષ્મણની સમીપ જઇ તેઓને પ્રણામ કરી વાનરશ્રેષ્ઠ હનુમાને તેઓનું યથાવિધિ પૂજન કર્યું; અને મનોહર તથા મધુરી વાણીથી તેમની પ્રશંસા કરી સુગ્રીવનું હિત કરવા અર્થે એ સત્ય પરાક્રમી નરવીરો પ્રત્યે કોમળ વાક્યો કહેવા માંડયાં કે "હે પવિત્ર વ્રતવાળા તપસ્વી પુરૂષો! રાજર્ષિ અને દેવર્ષિ સરખા અપ્રતિમ સ્વરૂપવાળા તમે બન્ને વનમાં વસનારાં મૃગાદિ પ્રાણીઓ તથા બીજાં અનેક વનવાસી રાક્ષસો વગેરેને ત્રાસ ઉપજાવતા આ પ્રદેશમાં શા માટે આવ્યા છો?[૩-૬] તમે બન્ને કે જે અત્યંત બળવાન્ દીસો છો અને પંપાસરોવરના કિનારાપરનાં વૃક્ષોનું અવલોકન કરતા આવ્યા આવો છો, તેથી એ પવિત્ર જળવાળું સરોવર ઘણું જ શોભે છે.[૭] હે સત્પુરૂષો! તમે સુવર્ણ સરખી કાંતિવાળા, અડગ ધૈર્યવાળા અને મોટી ભુજાઓવાળા છો છતાં, આવાં વલ્કલ વસ્ત્ર કેમ પહેર્યાં છે? તમે પોતાના તેજે કરી વનમાંનાં અવલોકનાં સૂર

પ્રાણીઓને ત્રાસ ઉપજાવો એવા છો છતાં, વારંવાર નિસાસા કેમ મૂકો છો ?[૮] હે વીરપુરૂષો ! તમે સિંહ સરખી તીક્ષ્ણ દૃષ્ટિવાળા છો, મહાન્ બળ તથા પરાક્રમને ધારણ કરો છો અને હાથમાં ઇંદ્રધનુષ્ય સરખાં ધનુષ્યો ગ્રહણ કરેલાં હોવાથી શત્રુઓનો વિનાશ કરનારા સમર્થ યોદ્ધાઓ જેવા લાગો છો.[૯] તમે બન્ને પુરૂષર્ષભો અતિશય કાંતિવાળા, હાથીની સુંઢ સરખી ભુજાઓવાળા, શ્રેષ્ઠ વૃષભસમાન પરાક્રમવાળા, રૂપસંપન્ન અને શ્રીમાન્ છો.[૧૦] તમારી કાંતિથી આ સામેનો ઋષ્યમૂકપર્વત ઝળહળી ઉઠયો છે ! અહો ! કમળસરખાં નેત્રવાળા અને રાજ્યાસને બેસવા યોગ્ય દેવસરખા તમે બન્ને, ચીર વસ્ત્ર તથા જટા ધારણ કરીને શા કારણથી આ નિર્જન પ્રદેશમાં આવ્યા છો ? હે વીરો ! તમે બન્ને પરસ્પર તુલ્યરૂપવાળા હોવાને લીધે સ્વર્ગમાંથી ઉતરી આવેલા સાક્ષાત્ દેવ સરખા લાગો છો અથવા તો યદૃચ્છાએ અંતરિક્ષમાંથી ભૂતલપર આવેલા ચંદ્ર-સૂર્ય જેવા જણાઓ છો ! હે વિશાળ વક્ષ:સ્થળવાળા વીર પુરૂષો ! તમારા સ્વરૂપ ઉપરથી તો તમે કોઈ દેવાંશી મનુષ્ય છો, એમ ભાસે છે.[૧૧,૧૩] હે મોટા ઉત્સાહવાળા યુવાનો ! તમે સિંહ સરખા સ્કંધવાળા હોવાને લીધે, મદોન્મત્ત વૃષભસમાન જણાઓ છો ! તમારા પરિઘ સરખા લાંબા અને ગોળ બાહુ કે જે સર્વ પ્રકારનાં આભૂષણોને ધારણ કરવા યોગ્ય છે, તેને તમે શા માટે શણગાર્યા નથી ? હે વીરજનો ! હું ધારૂં છું કે તમે બન્ને વિંધ્યાચળ અને મેરૂપર્વતથી શોભીતી તથા મોટા મોટા સમુદ્રો અને વનોથી વિંટાયેલી આખી પૃથ્વીનું રક્ષણ કરવાને યોગ્ય છો; કેમકે તમારા હાથને વિષે સુવર્ણથી શણગારેલાં વિચિત્ર રજ્જુનાં બંધનવાળાં તથા ઇંદ્રના વજ્ર સરખાં દૃઢ એવાં બે સુંદર ધનુષ્યો પ્રકાશી રહ્યાં છે; તેમજ તમારાં રમ્ય ભાથાંઓ પણ હળાહળ ઝેરવાળા સર્પસરખાં અને શત્રુઓના જીવિતનો અંત આણનારાં તીક્ષ્ણ બાણોથી ભરેલાં જણાય છે ! તમારા કટિપ્રદેશને વિષે બાંધેલાં અતિ મોટાં પહોળાં અને સુવર્ણની મૂઠવાળાં આ બે ખડગો કાંચળી વિનાનાં સર્પ સરખાં શોભી રહ્યાં છે." હનુમાને આટલું કહ્યું છતાં રામ-લક્ષ્મણ કાંઇ પણ બોલ્યા નહિ, ત્યારે હનુમાને પુન: કહ્યું કે "અરે, હું આવી રીતે નિષ્કપટતાથી પૂછુંછું છતાં તમે મારી સાથે કેમ બોલતા નથી ?"[૧૪-૧૯]

ઘણી ઘણી રીતે પૂછવા છતાં રામ-લક્ષ્મણે કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ, પરંતુ તેઓ એક-બીજાની સામું જોવા લાગ્યા, ત્યારે હનુમાને વિચાર્યું કે, "આ વીરપુરૂષો નિર્જન અરણ્યમાં આવેલા હોવાથી મને એકાએક પોતાનું વૃત્તાંત નહિ જણાવે, માટે લાવ, પ્રથમ હુંજ તેઓને મારૂં વૃત્તાંત કહી સંભળાવું, જેથી વિશ્વાસ પામી તેઓ પોતાનું વૃત્તાંત જણાવશે.÷ એમ વિચારી મહા બળવાન્ હનુમાન રામ-લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યો કે, "હે વીર પુરૂષો ! ધર્માત્મા, શૂરવીર અને સર્વ વાનરજાતિમાં શ્રેષ્ઠ એવો 'સુગ્રીવ' નામનો વાનર કે જે પોતાના મોટાભાઇ વાલીએ નગરમાંથી કાઢી મૂકવાને લીધે અતિ દુ:ખિત થઇને જગતમાં ભ્રમણ કરે છે,[૨૦] તે મહાત્મા સુગ્રીવની પ્રેરણાથી હું તમારી પાસે આવ્યો છું, અને મારૂં 'હનુમાન્' એવું નામ છે. મહાસમર્થ એ સુગ્રીવ સર્વ વાનરોનો રાજા છે; અને તે તમારી સાથે સખ્ય-મિત્રતા કરવા ઇચ્છે છે, માટેજ તમને દૂરથી જોઇને, સુગ્રીવનું પ્રિય કરવા સારૂ હું ભિક્ષુરૂપ ધરી ગુપ્તવેષે ઋષ્યમૂકપર્વતપરથી અહીં આવ્યો છું. સ્વેચ્છાચારી અને ઇચ્છિત ગતિ કરનારો હું વાયુનો પુત્ર છું."[૨૧-૨૪]

÷ મહા ચતુર હનુમાન રામ-લક્ષ્મણના શરીરપરનાં કેટલાંક ચિહ્નોપરથી "તેઓ સુગ્રીવના શત્રુ નથી કે વાલીએ પ્રેરેલા પણ નથી." એવું જાણી ગયો હતો; તેથીજ તેણે પ્રથમ પોતાનું વૃત્તાંત કહેવા માંડયું.

વાકયોનાં રહસ્યને જાણનાર અને વાકય બોલવામાં ચતુર એવો હનુમાન શૂરવીર રામ-લક્ષ્મણ પ્રત્યે ઉપર્યુક્ત વચનો કહીને વિરામ પામ્યો.[૨૪] ત્યારે અત્યંત હર્ષિત થયેલા શ્રીમાન્ રામચંદ્રે પાસે ઉભેલા લક્ષ્મણની સામું જોઇને કહ્યું કે:–[૨૫] “હે લક્ષ્મણ! વાનરોના રાજા મહાત્મા સુગ્રીવનો આ ‘હનુમાન’ નામનો સચિવ મારી પાસે આવ્યો છે. હું એ સુગ્રીવને મળવા ઇચ્છું છુ,[૨૬] માટે હે સૌમિત્રિ! તું આ સુગ્રીવના સચિવ હનુમાનની સાથે સ્નેહયુક્ત મધુર ભાષણ કર, કારણ કે આ હનુમાન્ વાકયોના રહસ્યને જાણવામાં ચતુર અને મહા બળવાન હોવાથી શત્રુઓનું દમન કરવાને સમર્થ છે.”[૨૭]

“આ હનુમાનના ઉત્તમ સંભાષણ ઉપરથી જણાય છે કે, એણે વેદોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે, કેમકે ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદને નહિ જાણનારો કોઈ પણ પુરૂષ આવું ઉત્તમ અને સ્પષ્ટ સંભાષણ કરી શકે નહિ.[૨૮] વળી એણે ઘણું કરીને વ્યાકરણશાસ્ત્રનો પણ સંપૂર્ણ અભ્યાસ કરેલો જણાય છે; કારણ કે તેના આટલા બધા સંભાષણમાં કોઇ પણ સ્થળે એકાદ પણ અપશબ્દ–અશુદ્ધ શબ્દ આપણા સાંભળવામાં આવ્યો નથી;[૨૯] તેમજ ભાષણ કરતી વેળાએ તેનાં મુખ, નેત્ર લલાટ, ભ્રુકુટી, તથા બીજાં પણ અંગોને વિષે કાંઈ પણ દોષ–વિકાર+ આપણા જોવામાં આવ્યો નથી.[૩૦] વળી એનાં મધ્યમારૂપે હૃદયદેશમાં રહેલાં તથા વૈખરીરૂપે કંઠ પ્રદેશમાંથી બહાર આવતાં મધ્યમ સ્વરવાળાં વાકયો વિસ્તાર વગરનાં, નિર્વિલંબે ઉચ્ચારાતાં, સંદેહ વિનાનાં અને સાંભળનારના કર્ણને વ્યથા ન કરે એવાં છે.[૩૧] આ હનુમાન સ્પષ્ટ પદો તથા સ્પષ્ટ અક્ષરોવાળી અને સાંભળનારના મનને હર્ષ ઉપજાવે એવી કલ્યાણરૂપ વાણીને, બહુ ઉતાવળે નહિ તેમજ બહુ ધીમે પણ નહિ એ રીતે ઉચ્ચારે છે.[૩૨] અહો! હૃદય, કંઠ તથા મુખ એ ત્રણે સ્થળોને વિષે સ્પષ્ટપણે રહેલી આ હનુમાનની વાણીથી કયા પુરૂષનું ચિત્ત પ્રસન્ન ન થાય? ખરેખર, તલવાર ઉગામી ઉભા રહેલા શત્રુનું ચિત્ત પણ આવી વાણી સાંભળીને તો પ્રસન્નજ થાય![૩૩] હે નિષ્પાપ લક્ષ્મણ! જે રાજાને હનુમાન જેવો દૂત ન હોય, તે રાજાનાં કાર્યો કેમ કરી સિદ્ધ થાય?[૩૪] હે ભાઈ! જે રાજાને આ હનુમાનના જેવા ગુણવાળા કાર્યવાહક દૂતો હોય તે રાજાના સર્વ અર્થો સિદ્ધ થાય છે.”[૩૫]

રામચંદ્રનાં વચન સાંભળી વાક્ચતુર લક્ષ્મણ વાકયના રહસ્યને જાણનારા પવનસુત હનુમાન પ્રત્યે કહેવા લાગ્યા કે;–[૩૬] “હે બુદ્ધિશાળી વાનર! અમોએ વાનરાધિપતિ મહાત્મા સુગ્રીવના ઉત્તમ ગુણોને જાણ્યા છે; અને અમે તેનીજ શોધમાં ફરીએ છીએ; અમારે તેની સાથે સખ્યભાવથી મળવાની ઈચ્છા છે,[૩૭] માટે હે હનુમાન! સુગ્રીવના કહેવાથી તું અમારા પ્રત્યે જે પ્રમાણે કહે છે તેજ પ્રમાણે અમે તારા કહ્યાથી કરીશું; અર્થાત અમે સુગ્રીવની સાથે મિત્રતા બાંધીશું.”[૩૮]

મહાત્મા લક્ષ્મણનાં ઉપર્યુકત નિર્દોષ વચન સાંભળીને, પવનસુત હનુમાન અત્યંત હર્ષિત થયો; અને સુગ્રીવના જય માટે તેનું મન નિ:સંદેહ થયું; અર્થાત્ ‘હવે સુગ્રીવને કાંઈ પણ ભય નથી, અવશ્ય તેનો જય થશેજ’ એવો હનુમાનને નિશ્ચય થયો. પછી મહાત્મા હનુમાને રામ–લક્ષ્મણ બન્ને ભાઇઓની સાથે સુગ્રીવની મૈત્રી કરાવવાની ઈચ્છા કરી.[૩૯]

**तत्तस्य वाक्यं निपुणं निशम्य प्रहृष्टरूपः पवनात्मजः कपिः । मनः समाधाय जयोपपत्तौ सख्यं तदा कर्तुमियेष ताभ्याम् ॥३९॥**

**ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિન્ધાકાંડમાં ત્રીજો સર્ગ સંપૂર્ણ. ૩**

+ કાંઇ પણ બોલતી વેળા કિંવા ભણતી વેળા મસ્તક ધુણાવવું, હાથ–ચરણ હલાવવા વગેરે અંગોના ચાળા.

# સર્ગ ૪ થો.

## મૈત્રીનો પ્રસ્તાવ-રામ-લક્ષ્મણ-હનુમાનની પરસ્પર વાતચિત.

**ततः प्रहृष्टो हनुमान्कृत्यवानिति तद्वचः ।**
**श्रुत्वा मधुरभावं च सुग्रीवं मनसा गतः ॥१॥**

મહાત્મા લક્ષ્મણનાં વચન સાંભળી "સુગ્રીવના ઉપર રામચંદ્રનો સૌમ્ય ભાવ છે, તથા તેઓ પણ કાંઇ કાર્યને અર્થે સુગ્રીવને મળવા ચ્હાય છે," એવું જાણી પવનનંદન હનુમાનને અત્યંત હર્ષ થયો; તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે-[1] "આ રામચંદ્ર કોઇ કાર્ય સિદ્ધ કરવા માટેજ સુગ્રીવની સહાય્ય લેવા ઇચ્છે છે, અને મહાત્મા સુગ્રીવને પણ કોઇ બળવાન્ પુરૂષની સહાય્યની અપેક્ષા છે* આમ બન્ને કાર્યાર્થી પુરૂષો એકત્ર થવાથી અવશ્ય બેઉનાં કાર્ય સિદ્ધ થશે. મહાત્મા સુગ્રીવને અવશ્ય રાજ્ય પ્રાપ્ત થશે, અને આ મહાપુરૂષનું કાર્ય પણ સિદ્ધ થશે."[2] એમ વિચારી, અતિ હર્ષિત થયેલા વાનરશ્રેષ્ઠ હનુમાને વાકયાર્થને જાણનારા શ્રીમાન્ રામચંદ્ર પ્રત્યે કહ્યું કે;[3] "હે વીર! નાના ભાઇ લક્ષ્મણસહિત તમે નાનાં પ્રકારનાં મૃગો તથા સર્પોથી વ્યાપ્ત અને પંપાસરોવરપરના રમ્ય વનોથી સુશોભિત જણાતા આ ગહન વનમાં શામાટે આવ્યા છો ?"[4]

હનુમાનનાં વચન સાંભળી રામચંદ્રની પ્રેરણાથી મહાત્મા લક્ષ્મણ તેમની ઓળખાણ કરાવતાં કહેવા લાગ્યા કે;[5] "હે કપિશ્રેષ્ઠ! અયોધ્યાનગરીને વિષે મહાકાંતિમાન અને ધર્મમાં પ્રીતિવાળા 'દશરથ' નામના રાજા હતા, તે નિરંતર પોતાના ધર્મે કરી ચારે વર્ણની પ્રજાનું પાલન કરતા હતા.[6] તેનાપર દ્વેષભાવ રાખનાર તેનો કોઇ પણ શત્રુ હતો નહિ, તેમજ તે પોતે કોઇના ઉપર દ્વેષભાવ ધરાવતા નહિ. સર્વ ભૂત-પ્રાણીઓને વિષે તે સાક્ષાત્ બીજા બ્રહ્મદેવ સરખા હતા.[7] હે હનુમન્! તે મહારાજા દશરથના આ જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર છે, કે જે સર્વ લોકોમાં વિખ્યાતિ પામેલા છે.[8] હે કપિવર હનુમાન્! આ રામચંદ્ર સર્વ ભૂત-પ્રાણીઓના શરણરૂપ છે; મહારાજા દશરથના સર્વ પુત્રોમાં જન્મના ક્રમથી તથા ઉત્તમ ગુણોથી જ્યેષ્ઠ છે, અને સઘળાં રાજચિહ્નોથી યુક્ત છે. અનેક ઉત્તમ ગુણોથી યુક્ત હોવાનેલીધે તેમને રાજ્યસંપત્તિ પ્રાપ્ત થવાની હતી એ વેળા કોઈ એક નિમિત્તને લીધે રાજ્યથી ભ્રષ્ટ થઇ તેમણે પોતાના પિતાની આજ્ઞા પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો છે; અને તે નિશ્ચયને પૂર્ણ કરવા અર્થે, જેમ સૂર્ય આથમતી વેળા પોતાની કાંતિસહિત અસ્તાચળ પ્રત્યે જાય છે, તેમ પોતાની પત્ની સીતા તથા મારા સહિત તે વનમાં આવ્યા છે.[9-11] કરેલા ઉપકારને જાણનારા અને સર્વજ્ઞ એવા આ રામચંદ્રના ઉત્તમ ગુણોથી આકર્ષાઇને હું તેમનું દાસ્ય કરૂં છું. હું તેમનો કનિષ્ઠ બંધુ છું.[12] હે વીર હનુમાન્! આ મારા આર્ય ભ્રાતા રઘુવીર કે જે નિરંતર સુખ ભોગવવા યોગ્ય, અમૂલ્ય વસ્ત્રાભૂષણોને ધારણ કરવા યોગ્ય તથા સર્વભૂત-પ્રાણીઓનું હિત કરવામાં દૃઢ ચિત્તવાળા છે તે આજે રાજ્યૈશ્વર્યથી ભ્રષ્ટ થઇ મહાદુઃખરૂપ વનવાસ ભોગવે છે.[13] તેમાં વળી અમારા વિના સૂના પડેલા આશ્રમમાંથી તેમનાં પત્ની સીતાનું કોઇ ઇચ્છિતરૂપ ધરનારા રાક્ષસે હરણ કર્યું છે. તે રાક્ષસની અમોએ ઘણી શોધ કરી પણ હજી તે સીતાને હરનાર રાક્ષસનો પત્તો લાગતો નથી.[14] તેની શોધમાંને શોધમાં ફરતાં માર્ગમાં અમને એક 'દનુ'નામના દિતિપુત્રનો સમાગમ થયો હતો કે જે શાપને લીધે કબંધરાક્ષસપણાને પામ્યો હતો. તેણે અમને કહ્યું કે; "ઋષ્યમૂક પર્વતપર વસતો વાનરાધિપતિ સુગ્રીવ મહાસમર્થ અને મહાપરાક્રમી છે. તે અવશ્ય તમારી સ્ત્રીનું હરણ કરી જનાર રાક્ષસની

* વાલીનો પરાજય કરવા માટે સુગ્રીવ કોઇ બળવાનની સહાય્ય ખોળે છે.

ભાળ મેળવી શકશો. તમે તે સુગ્રીવની પાસે જાઓ; અને તેની સાથે મૈત્રી કરો.” એટલું કહીને એ કબંધ દિવ્યદેહ થઈ સ્વર્ગ પ્રત્યે સીધાવી ગયો. પછી અમે સુગ્રીવને મળવાની ઇચ્છાથી આ તરફ આવ્યા છીએ.[૧૫,૧૬] હે હનુમન્ ! તેં મને જે કાંઇ પૂછ્યું તે સઘળું મેં યથાર્થ કહી સંભળાવ્યું. અમે બન્ને ભાઇ સુગ્રીવને શરણે આવ્યા છીએ.”[૧૭]

“અહા ! કાળનું બળ કેવું છે ? પૂર્વે જેણે બ્રાહ્મણાદિને અનેક પ્રકારનાં ધન દાન આપીને ઉત્તમોત્તમ યશ પ્રાપ્ત કર્યો છે, અને જે સૌ કોઈના નાથ છે તે રામચંદ્ર આજે સુગ્રીવને શરણ જઇ, તેને પોતાનો નાથ બનાવવા ઈચ્છે છે ?[૧૮] અહા ! સર્વ લોકોના આશ્રયરૂપ મહારાજા દશરથ કે જેની પતિવ્રતા શિરોમણિ જનકનંદિની સીતા તો સ્નુષા ( વહુવારૂ ) છે તે પ્રતાપી મહારાજના મહા સમર્થ પુત્ર શ્રીમાન રામચંદ્ર આજે સુગ્રીવને શરણ જાય છે ?[૧૯] અહો ! સર્વલોકના તથા મારા શરણરૂપ તેમજ ગુરૂરૂપ શ્રીમાન રામચંદ્ર આજે સુગ્રીવને શરણે જાય છે. ?[૨૦] અહો ! જેની કૃપારૂપ પ્રસાદી મેળવીને સર્વ પ્રજા આનંદ પામે એમ છે તે રામચંદ્ર આજે એક વનચર જાતિના રાજા સુગ્રીવની કૃપારૂપ પ્રસાદીને ઈચ્છે છે ?[૨૧] અહો ! પૂર્વે જેણે પૃથ્વીપરના સર્વગુણસંપન્ન સઘળા રાજાઓનું સન્માન કર્યું હતું તે મહારાજા દશરથના ત્રૈલોક્યવિખ્યાત જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર આજે વાનરાધિપતિ સુગ્રીવનું શરણ ઈચ્છે છે ?[૨૨-૨૩] અરે, આવી રીતે શોકથી પીડિત થઇ શરણે આવેલા રામચંદ્ર ઉપર સુગ્રીવે પણ પોતાના સઘળા વાનરયૂથપતિઓસહિત અવશ્ય કૃપા કરવી ઘટે છે.”[૨૪]

એ પ્રમાણે કરૂણસ્વરે કહ્યા પછી શોકને લીધે મહાત્મા લક્ષ્મણનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. ત્યારે વાક્ચતુર હનુમાને કહ્યું કે:—[૨૫] “હે લક્ષ્મણ ! તમે ખેદ ન કરો, અહો ! તમારા સરખા બુદ્ધિમાન્ તથા ક્રોધ અને ઇંદ્રિયોને જીતેલા પુરૂષોનું તો વાનરાધિપતિ સુગ્રીવે અવશ્ય દર્શન કરવુંજ જોઇએ; તો પછી ધન્ય ભાગ્ય છે સુગ્રીવનું કે તમે પોતેજ તેને દર્શન દેવાને અહીં પધાર્યા છો ![૨૬] સૂર્યનો પુત્ર એ સુગ્રીવ પણ રાજ્યથી ભ્રષ્ટ થયેલો છે. તેના મોટાભાઇ વાલીએ તેની સ્ત્રીનું હરણ કરી તેને નગરમાંથી વનમાં કાઢી મૂકયો છે; તેથી તે વાલીની સાથે સદાનું વેર બાંધીને, તેનાથી ત્રાસ પામે છે; માટે તેને પણ તમારી પેઠે કોઇ બળવાન્ પુરૂષની સહાય્યની જરૂર છે. અમો સર્વ વાનરોસહિત એ સુગ્રીવ સીતાની શોધ કરવારૂપ તમારા કાર્યમાં અવશ્ય સહાય્ય કરશે. માટે હે રાઘવ ! ચાલો, આપણે સત્વર સુગ્રીવની પાસે જઇએ.”

એ પ્રમાણે સ્પષ્ટ અને મધુરી વાણીથી કહી હનુમાન જ્યારે વિરામ પામ્યો, ત્યારે તેનાં વાક્યોને યથાયોગ્ય રીતે માન્ય કરી ધર્માત્મા લક્ષ્મણે પોતાના વડિલબંધુ રામચંદ્ર પ્રત્યે કહ્યું કે:—[૨૭-૩૦] “હે આર્ય ! આ પવનપુત્ર હનુમાન અત્યંત હર્ષભેર જે કંઈ કહે છે તે પ્રમાણે જોતાં તો સુગ્રીવ પણ આપણા જેવો જ કાર્યાર્થી છે; અને જો એમ હોયતો આપણે કૃતકૃત્યજ થયા છીએ, અર્થાત્ જેવી આપણને ગરજ છે તેવી સુગ્રીવને પણ છે; એટલે બન્નેનાં કાર્ય સુધરશે.[૩૧] વળી આ વાયુનંદન હનુમાન્ પ્રસન્ન મુખમુદ્રાથી હર્ષભેર સ્પષ્ટપણે બોલે છે, તે ઉપરથી જણાય છે કે તેનું બોલવું અસત્ય નથી.”[૩૨]

મહાત્મા લક્ષ્મણનાં વચન સાંભળી, અત્યંત વિશ્વાસ પામેલા મહાબુદ્ધિશાળી મારૂતસુત હનુમાને એ બન્ને ભાઇઓને સુગ્રીવની પાસે તેડી જવાનો નિશ્ચય કર્યો.[૩૩] પછી રામ—લક્ષ્મણની આજ્ઞા લઇને કપિશ્રેષ્ઠ હનુમાને તુરત જ પ્રાકૃત—ભિક્ષુરૂપનો ત્યાગ કરી, પોતાનું મૂળ વાનરસ્વરૂપ ધારણ કર્યું અને મહાશૂરવીર એવા બન્ને ભાઇઓને પોતાની પીઠપર બેસાડી ઋષ્યમૂકપર્વત તરફ ચાલવા માંડયું.[૩૪] રામ—લક્ષ્મણનાં દર્શન થવાથી જાણે

કૃતકૃત્ય થયો હોયની, એમ અત્યંત હરખાતો, મોટા પરાક્રમવાળો, નિર્મળ બુદ્ધિવાળો અને મહાયશસ્વી એવો પવનસુત હનુમાન રામ-લક્ષ્મણ બન્ને બાંધવોસહિત ઋષ્યમૂકપર્વતપર ચઢવા લાગ્યો.[૩૫]

स तु विपुलयशाः कपिप्रवीरः पवनसुतः
कृतकृत्यवत्प्रहृष्टः । गिरिवरमुरुविक्रमः प्रयातः
स शुभमतिः सह रामलक्ष्मणाभ्याम् ॥३५॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિંધાકાંડમાં ચોથો સર્ગ સંપૂર્ણ. ૪.

## સર્ગ ૫ મો.

### રામ-સુગ્રીવની મૈત્રી-પરસ્પર સમાગમ.

ऋष्यमूकात्तु हनुमान्गत्वा तं मलयं गिरिम् ।
आचचक्षे तदा वीरौ कपिराजाय राघवौ ॥१॥

મહા સમર્થ હનુમાન્ બન્ને રાઘવોને ઋષ્યમૂકપર્વત ઉપરથી સુગ્રીવને વસવાના મલયશિખરમાં લઈ ગયો; અને ત્યાં તેમને એક સુંદર સ્થળે બેસાડી સુગ્રીવની પાસે જઇ તેણે રામ-લક્ષ્મણના સમાચાર જણાવતાં કહ્યું કે,[૧] "હે મહા પરાક્રમી સુગ્રીવ ! તેં દૂરથી જે બે વીર પુરૂષોને જોયા હતા તેઓ વાલીએ પ્રેરેલા આપણા શત્રુ નહિ, પરંતુ 'રામ' તથા 'લક્ષ્મણ' નામના સત્યપરાક્રમી બે બાંધવો છે, અને તેઓ આપણી પાસે આવેલા છે.[૨] તેઓ બન્ને ઇક્ષ્વાકુકુળમાં જન્મેલા મહારાજા દશરથના પુત્ર છે. તેઓને તેઓના પિતાએ પોતાના સત્યવાક્યરૂપ ધર્મનું પ્રતિપાલન કરવા અર્થે વનમાં મોકલ્યા છે; અને તેઓ પણ પોતાના પિતાની આજ્ઞાનું નિરંતર પાલન કર્યાં કરવું એને જ પોતાનું ખરૂં કર્ત્તવ્ય માને છે.[૩] હે વાનરાધિપતિ ! અયોધ્યાનગરીનો રાજા દશરથ કે જેણે રાજસૂય તથા અશ્વમેધાદિ અનેક યજ્ઞો કરીને અગ્નિને તૃપ્ત કર્યો છે, જેણે બ્રાહ્મણોને નાના પ્રકારની દક્ષિણા તથા સેંકડો-હજારો ગાયો આપી છે અને જેણે સ્વધર્મથી તથા સત્યથી પૃથ્વીનું પાલન કર્યું છે, તે દશરથની સ્ત્રી કૈકેયીને પ્રસન્ન કરવા અર્થે તેના પુત્ર શ્રીમાન રામચંદ્ર વનમાં આવેલા છે.[૪,૫] હે સુગ્રીવ ! અરણ્યમાં આવ્યા પછી એ મહાત્મા રામચંદ્રની સ્ત્રીનું રાવણે હરણ કર્યું છે. એ કાર્યમાં તારી સહાય્ય માગવા માટે તેઓ તારે શરણે આવ્યા છે,[૬] અને તારી સાથે મૈત્રી કરવા ઇચ્છે છે. હે વાનરેંદ્ર ! અત્યંત પૂજ્ય એવા એ બન્ને ભાઇઓને તું પોતાના નિવાસસ્થાનમાં તેડી લાવીને તેઓનો રૂડી રીતે સત્કાર કર."

હનુમાનનાં વાક્ય સાંભળીને વાનરાધિપતિ સુગ્રીવ અતિ હર્ષિત થયો. પછી તેણે અત્યંત દર્શનીય સ્વરૂપ ધારણ કરી મહાત્મા હનુમાન્ તથા સર્વ વાનરોની સાથે રામ-લક્ષ્મણની પાસે આવી પ્રણામ કરીને કહ્યું કે,[૮] "હે મહાસમર્થ રામચંદ્ર ! તમે ધર્મને વિષે કુશળ, ઉત્તમ આચરણવાળા અને સર્વ ભૂત-પ્રાણીઓપર પ્રીતિ રાખનારા છો, મેં તમારા સર્વ ઉત્તમ ગુણો વાયુપુત્ર હનુમાનના મુખથી સાંભળ્યા છે.[૯] હે પ્રભુ ! હું કે જે વાનરજાતિ છું તેની સાથે તમે સ્નેહ કરવા ઈચ્છો છો તેનેજ હું મોટો લાભ તથા સત્કાર માનું છું."[૧૦] એટલું કહી સુગ્રીવે પોતાનો જમણો હાથ લંબાવી પુનઃ કહ્યું કે:-"હે રામચંદ્ર ! જો કાર્યને અર્થે તમને મારી સાથે મૈત્રી કરવી રૂચતી હોય તો તમે આ મારો હાથ ગ્રહણ કરી, પરસ્પર કાર્ય કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરો !"[૧૧] સુગ્રીવનું સુંદર વચન સાંભળીને અત્યંત હર્ષિત થયેલા શ્રીમાન્ રામચંદ્રે તુરતજ સુગ્રીવનો હાથ પોતાના હાથમાં લીધો અને સુહૃદ્ભાવ સ્થિર કરવા માટે તેને પોતાના હૃદયસાથે ચાંપ્યો. આ વેળા શત્રુઓનું દમન કરનાર મહાત્મા હનુમાન્ કે જેણે રામચંદ્રના પાસેથી સુગ્રીવની આગળ જતાં પુનઃ પ્રાકૃત-ભિક્ષુનું રૂપ ધારણ કર્યું હતું, તેણે તે રૂપનો ત્યાગ કરી રામચંદ્રની આજ્ઞાથી વનમાંથી અરણીનાં સૂકાં કાષ્ઠો લાવી મંથન વિધિવડે અગ્નિ ઉત્પન્ન કરી તેને સારી રીતે

ક્યાં છે? તે કોના જોવામાં આવ્યાં હતાં? અને તેનું કોણે હરણ કર્યું છે?÷ એ સઘળું જણાવીને તું અમો સર્વ વનચરોનું રક્ષણ કર.[3] અરે, સીતાનું હરણ કરનાર એવો તે કયો પુરૂષ છે, કે જે વજ્ર સમાન પ્રહાર કરનારાં રામ-લક્ષ્મણના ધનુષ્યમાંથી છુટતાં બાણોના પરાક્રમને પણ ગણકારતો નથી!"[4]

પ્રાયોપવેશનનો નિયમ તજીને સીતાના સમાચાર જાણવાને ઉત્સુક થઈ રહેલા સર્વ વાનરોનું આશ્વાસન કરતો ગૃધ્રરાજ સંપાતિ અત્યંત પ્રસન્ન થઈ પુનઃ પણ કહેવા લાગ્યો કે;[5] "હે કપિઓ! વિશાળ નેત્રવાળાં સતી સીતાનું હરણ મેં જેવી રીતે સાંભળ્યું છે અને જેણે મને કહી સંભળાવ્યું છે એ સર્વ હું તમને કહું છું; તેમજ જનકનંદિની હાલમાં ક્યાં છે?+ એ પણ કહું છું તે સાંભળો."[6] "હે કપિવરો! વૃદ્ધાવસ્થાને લીધે જેનાં પ્રાણ અને પરાક્રમ ક્ષીણ થયેલાં છે એવો હું ઘણા-યોજનના વિસ્તારવાળા આ દુર્ગમ વિંધ્યાચળને વિશે લાંબા સમયથી પડેલો છું[7] અને હું પાંખોવિનાનો-અશક્ત હોવાથી પક્ષીઓમાં શ્રેષ્ઠ મારો પુત્ર સુપાર્શ્વ યથાસમયે આહાર લાવીને મારૂં પોષણ કરે છે.[8] હે વાનરો! હું ક્ષુધા સહન કરી શકતો નથી; કેમકે જેમ ગાંધર્વોને કામનું બળ તીક્ષ્ણ હોય છે, સર્પોને ક્રોધ તીક્ષ્ણ હોય છે અને મૃગોને ભય તીક્ષ્ણ હોય છે; તેમ અમો પક્ષીજાતિને ક્ષુધા તીક્ષ્ણ હોય છે.[9] એક દિવસે એવું બન્યું કે, સૂર્યોદય થતાંજ મને ક્ષુધા લાગેલી જોઇ મારો પુત્ર સુપાર્શ્વ મારે માટે આહાર લેવા સારૂ ગયો; પરંતુ કોઇ સ્થળેથી માંસ નહિ મળવાથી તે સાંજ પડતાં ખાલી ખાલીજ મારી પાસે આવ્યો.[10] એ જોઈ આહાર નહિ મળવાથી ક્રોધે ભરાયેલા મેં ઘણાં કઠોર વચનોથી તેનો તિરસ્કાર કર્યો; છતાં તેણે મારી આગળ હાથ જોડી ક્ષમા યાચીને કહ્યું કે;[11] હે તાત! હું તમારે અર્થે માંસ લેવા સારૂ નિત્યના નિયમ પ્રમાણે અહીંથી આકાશમાં ઉડ્યો હતો; પરંતુ ઘણી શોધ કરતાં જ્યારે કશું મળી આવ્યું નહિ ત્યારે હું છેક મહેંદ્ર પર્વતના દ્વાર× આગળ જઈ ઉભો રહ્યો.[12] ત્યાં જઇ સમુદ્રમાં તેમજ સમુદ્ર ઉપર વિચરનારાં અસંખ્યાત પ્રાણીઓની ગતિ રોકવાને અર્થે હું નીચું મુખ કરીને ઉભો રહ્યો; અર્થાત્ મહેંદ્ર પર્વત ઉપર રહીને સમુદ્ર તરફ જોવા લાગ્યો.[13] એટલામાં ઉગતા સૂર્ય સરખી પ્રભાવાળી કોઇ સ્ત્રીને ઉંચકીને ત્યાંથી જતો કાજળના પર્વત સરખા પ્રૌઢ અને શ્યામવર્ણા શરીરવાળો એક પુરૂષ મારા જોવામાં આવ્યો.[14] ત્યારે અત્યંત હર્ષ પામી મેં વિચાર્યું કે; ઠીક થયું. આજે આ બન્ને સ્ત્રી પુરૂષને પકડી મારા પિતાના આહાર માટે લઈ જઇશ," એવો વિચાર કરી હું તેના તરફ દોટ મૂકવા જતો હતો, એટલામાંજ તે શ્યામવર્ણા પુરૂષે પોતાને જવા દેવા સારૂ અત્યંત નમ્રતાપૂર્વક મને પ્રાર્થના કરી, તેથી મેં તેને જવા દીધો.[15] હે પિતાજી! આ જગતને વિશે નીચ પુરૂષ પણ નમ્રતાપૂર્વક પોતાની ક્ષમા યાચનારને હણતા નથી, તો મારા જેવો તો કેમજ હણે?[16] હે તાત! મેં તેને જવા દીધો ત્યારે તે પુરૂષ સ્ત્રીસહિત અત્યંત વેગથી આકાશમાર્ગે ચાલી નીકળ્યો. એ સમયે આકાશમાં વિચરનારા સિદ્ધો તથા મહર્ષિઓએ મારી પાસે આવીને તથા મને માન આપીને કહ્યું કે;[17] "હે પક્ષિન્! તારૂં કલ્યાણ થાઓ! તારા સપાટામાં આવેલી જનકનંદિની સીતા જીવતી રહી એ બહુ સારૂં થયું અને સીતા-

÷ પૂર્વે સંપાતિએ આ બાબત કહેલી હોવાથી અત્રે આવો પ્રશ્ન ઘટતો નથી.

+ પૂર્વ સંપાતિએ કહ્યું છે કે; "મેં સીતાને હરાતી જોઇ છે" અને હવે પોતે બીજાના મુખથી એ વાત સાંભળી છે, એવું કહેવું એ પૂર્વ વાક્યનો વિરોધ દર્શાવે છે.

× પર્વતનું દ્વાર એટલે પર્વતમાંથી નીકળી બહાર જવાનો માર્ગ; જેને 'ઘાટ' કહે છે.

સહિત રાવણને તેં જતો કર્યો એ પણ સારૂં થયું.* "૧૮ વળી હે પિતાજી ! એ સિદ્ધો તથા મહર્ષિઓએ મને સાથે સાથે એ પણ જણાવી દીધું કે; "તેં જેઓને જતાં કર્યાં તેમાં જે સ્ત્રી છે તે જનકનંદિની રામભાર્યા સીતા છે અને પુરૂષ છે તે લંકાધિપતિ રાક્ષસરાજ રાવણ છે. "૧૯ એટલું કહી એ સિદ્ધો તથા મહર્ષિઓ ચાલ્યા ગયા. ત્યારપછી મેં આકાશમાર્ગે ચાલ્યા જતા રાવણ તરફ દૃષ્ટિ કરી તો તેના અંકને વિશે દશરથનંદન રામચંદ્રની પત્ની-સીતા મારા જોવામાં આવી. એ વેળા સીતાના મસ્તકના કેશ છુટી ગયા હતા, તેનાં આભૂષણો તથા રેશમી વસ્ત્ર શિથિલ થઈ ગયાં હતાં અને અત્યંત શોકને લીધે તે "હા રામ ! હા રામ ! હા લક્ષ્મણ !" એવા મોટા આક્રોશ કરતી હતી. હે તાત ! હું એ બનાવ જોવા સારૂ ઘણીવાર સુધી ત્યાં ઉભો રહ્યો, તેથી મને ઘેર આવતાં વિલંબ થયો છે."

"હે કપિકુંજરો ! વાક્ચતુર મારા પુત્ર સુપાર્શ્વે એ પ્રમાણે મને સઘળું વૃત્તાંત નિવેદન કર્યું; તે સાંભળીને પણ મારી બુદ્ધિ પરાક્રમ કરવાને ઉશ્કેરાઈ નહિ.૨૦-૨૨ હાય, પાંખવિનાનો પક્ષી કોઈ પણ કર્મનો આરંભ કેમ કરી શકે ? અસ્તુ. પણ હજીએ હું મારી વાણી તથા બુદ્ધિના આશ્રયથી તમને બનતી સહાય કરીશ. હે વાનરો ! આ કાર્ય તમારા પુરૂષાર્થ બળથી થઇ શકે એમ છે. હે કપિઓ ! રામચંદ્રનું કાર્ય એ મારૂંજ કાર્ય છે એમાં કાંઈ સંશય જેવું નથી, માટે હું મારી વાણી તથા બુદ્ધિના બળવડે તમારૂં પ્રિય કરીશ. હે કપિવરો ! તમે સૌ શ્રેષ્ઠ બુદ્ધિવાળા છો, બળવાન્ છો, નિયમિત અંતઃકરણવાળા છો, દેવતાઓથી પણ પરાજય ન પામો એવા છો અને મહાબળવાન્ સુગ્રીવના સેવકો છો; તેમજ રામ-લક્ષ્મણનાં કંકપત્રવાળાં તીક્ષ્ણ બાણો પણ ત્રણે લોકની રક્ષા તથા નિગ્રહ કરવામાં સમર્થ છે; તો પછી કોનો ભય ધરવા જેવું છે ? જો કે રાક્ષસોનો રાજા રાવણ અત્યંત તેજસ્વી અને બળવાન્ છે, તોપણ સમર્થ એવા તમોને કાંઈ પણ દુષ્કર નથી.૨૩-૨૭ હે વાનરો ! હવે સમય ન ગુમાવતાં તમે તમારી બુદ્ધિને કાર્ય કરવામાં યોજો. હે કપિઓ ! તમારા સરખા ધીમાનો કાર્યને વિશે કદી પણ ઢીલ કરતા નથી. "૨૮

* કેમકે તેઓ જીવતાં હોય તોજ રામચંદ્ર લંકામાં જાય અને સર્વ રાક્ષસોનો વિનાશ કરે.

तदलं कालसङ्गेन क्रियतां बुद्धिनिश्चयः ।
नहि कर्मसु सज्जन्ते बुद्धिमन्तो भवद्विधाः॥२८॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિ કાવ્યના કિષ્કિંધાકાંડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ.૫૯

## સર્ગ ૬૦ મો.

### સંપાતિનો પૂર્વવૃત્તાંત-નિશાકર મુનિનાં દર્શન.

ततः कृतोदकं स्नातं तं गृध्रं हरियूथपाः ।
उपविष्टा गिरौ रम्ये परिवार्य समन्ततः ॥१॥

પોતાના બંધુ જટાયુને ઉદ્દેશીને ઉદકદાન તથા સ્નાનાદિ ક્રિયા કરી બેઠેલા ગૃધ્રરાજ સંપાતિને, સઘળા યૂથપાળક વાનરો વીંટાઈ બેઠા હતા.૧ યુવરાજ અંગદ પણ પોતાના કેટલાએક પરિચારકો-સેવકો સહિત તેની પાસે બેઠો હતો. એ વેળા અંગદાદિ કપિઓને વિશ્વાસ લાવવા સારૂ સંપાતિ કહેવા લાગ્યો કે;૨ "હે વાનરો ! 'હું સીતાને જાણું છું' એવું જે મેં કહ્યું તે સર્વથા સત્યજ છે, એવો તમને વિશ્વાસ આવે તે માટે હું મારૂં વૃત્તાંત કહું છું. તમે સર્વ એકચિત્ત થઈ શાંતપણે સાંભળો.૩ હે નિષ્પાપ કપિઓ ! પૂર્વે સૂર્યનાં પ્રખર કિરણોથી દગ્ધ થઇ, હું આ વિંધ્યાચળના શિખરપર પડયો હતો.૪ ઘણે ઉંચેથી પડવાને લીધે મારાં સર્વ અંગો ભાંગી ગયાં અને તેથી હું સંજ્ઞારહિત થઈ ગયો. આખરે છ રાત્રિ વીત્યા પછી મને કાંઇક ભાન આવ્યું. એ સમયે પીડાને લીધે મારી સ્મૃતિ નષ્ટ થયેલી

હતી, તેથી હું વિહ્વલની પેઠે ચારે દિશાઓમાં જોવા લાગ્યો, પણ " હું કઈ દિશામાં આવી પડયો છું અને કયા સ્થળમાં છું " એ વગેરે કાંઈ પણ જાણી શકયો નહિ.[૫] ઘણીકવાર સુધી મનમાં ગડમથલ કરતાં જ્યારે કાંઇક બુદ્ધિ સ્થિર થઈ; ત્યારે આ પર્વત શિખરપર રહીને દેખાતા સમુદ્ર, પર્વત, સઘળી નદીઓ, સરોવરો, વનો અને બીજા પણ કેટલાએક પ્રદેશોને જોઇને હું તેઓને ઓળખવા લાગ્યો.[૬] એમ ધીમે ધીમે હું શુદ્ધિમાં આવ્યો અને મને સમજાયું કે; વ્યાપ્ત અને હર્ષ પામેલાં પક્ષીઓથી મોટી ગુફાઓ તથા અનેક શિખરોવાળો, આ દક્ષિણ સમુદ્રના કીનારાપર આવેલો વિંધ્યાચળ છે અને હું જે શિખરપર પડ્યો છું તે શિખર પણ તેનુંજ છે. "[૭]

" હે અંગદાદિ કપિવરો ! પૂર્વે આ સ્થળે એક અતિ પવિત્ર આશ્રમ હતો; જેનું દેવતાઓ પણ પૂજન કરતા હતા. તે આશ્રમને વિશે ઉગ્ર તપશ્ચર્યા કરનારા ' નિશાકર ' નામના ઋષિ રહેતા હતા.[૮] ધર્મને જાણનારા એ નિશાકર ઋષિ સ્વર્ગે ગયા ત્યારથી માંડીને અહીં વસતાં મને આજે આઠ હજાર વર્ષ વીતી ગયાં છે.[૯] હે કપિઓ ! આકાશમાંથી પડવા પછી હું જ્યારે સાવધ થયો ત્યારે અત્યંત વિષમ એવા આ વિંધ્યાચળના શિખરપરથી શનૈઃ શનૈઃ ઉતરીને અતિકષ્ટથી તીક્ષ્ણ દર્ભવાળી પૃથ્વીપર આવ્યો.[૧૦] હે વાનરો ! નિશાકર ઋષિનાં દર્શન કરવાની ઈચ્છાથી હું અતિ પરિશ્રમ વેઠીને પણ એવી રીતે નીચે ઉતરી આવ્યો અને નજીકમાંજ આવેલા તેમના આશ્રમ આગળ ગયો. હે વાનરો ! પૂર્વે મેં તથા જટાયુએ એ ઋષિની ઘણીવાર સેવા કરી હતી.[૧૧] નિશાકર ઋષિના આશ્રમની સમીપ સુગંધયુક્ત વાયુ વાતા હતા અને તેમાંનું કોઈ પણ વૃક્ષ, પુષ્પ કિંવા ફળ વિનાનું જણાતું ન હતું.[૧૨] હું ત્યાં જઈ એક વૃક્ષના મૂળ આગળ બેઠો અને વિચાર કરવા લાગ્યો કે; " મને નિશાકર ઋષિનાં દર્શન થશે એટલે હું તેમને પ્રણામ કરી મારૂં દુઃખ નિવેદન કરીશ, જેથી તેમની કૃપાવડે મારૂં દુઃખ ઓછું થશે. " ત્યાર પછી હું ઋષિના આગમનની વાટ જોવા લાગ્યો.[૧૩] થોડીવારે દેદીપ્યમાન તેજવાળા અને કોઈથી પણ પરાભવ ન પામે એવા નિશાકર ઋષિ, કે જે સમુદ્રસ્નાન કરીને દક્ષિણ દિશા તરફથી આવતા હતા તેમને મેં દૂરથી જોયા.[૧૪] યાચક પુરૂષો જેમ દાતાને વીંટાઇને ચાલે છે તેમ અનેક રીંછ, મૃગ, વ્યાઘ્ર, સિંહ તથા નાના પ્રકારના સર્પો એ નિશાકર ઋષિને વીંટાઈને સાથે સાથે ચાલતા હતા.[૧૫] જ્યારે ઋષિએ પોતાના આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યારે જેમ રાજાએ પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યા પછી તેના અમાત્ય વગેરે સર્વ અધિકારીઓ પોતપોતાનાં સ્થાને ચાલ્યા જાય છે, તેમ તેની સાથેનાં રીંછ વગેરે પ્રાણીઓ પણ પોત-પોતાનાં સ્થાન પ્રત્યે ચાલ્યાં ગયાં.[૧૬]

હે કપિકુંજરો ! એ ઋષિવરે આશ્રમમાં પ્રવેશ કરતી વેળાએ મને જોયો હતો; તેથી એક મુહૂર્ત માત્રમાંજ બહાર આવીને અતિ પ્રસન્ન વદને મને આવવાનું પ્રયોજન પૂછતાં કહ્યું કે;[૧૭] " હે સૌમ્ય ! તારાં રૂંવાટાંનું આવું વૈકલ્ય જોઇને હું તને ઓળખી શકતો નથી. તારી બન્ને પાંખો બળી ગયેલી છે તેમજ તારા શરીરપરની ચામડી પણ તેવીજ થઈ ગયેલી છે.[૧૮] પૂર્વે મેં બે ગૃધ્ર પક્ષીઓને જોયા હતા. તેઓ વાયુસરખા વેગવાળા તથા ઇચ્છિત રૂપ ધરનારા હતા અને તેઓ સહોદર થતા હતા.[૧૯] મને કાંઇક ઓળખાણ પડે છે કે એ બે ગૃધ્રોમાંનો જ્યેષ્ઠ સંપાતિ તે તું છે અને જટાયુ તારો નાનો ભાઈ થાય છે. હે સંપાતિ ! પૂર્વે મનુષ્યરૂપ ધરીને તમો બન્ને ભાઇઓએ મારી સેવા કરી હતી;[૨૦] તેથી હું તમને પૂછું છું કે; હે ભાઈ ! તને શો વ્યાધિ થયો છે ? તારી પાંખો શા કારણથી નાશ પામી છે ? અરે, તને આવો ઉગ્ર દંડ કોણે આપ્યો છે ?[૨૧]

किं ते व्याधिसमुत्थानं पक्षयोः पतनं कथम् ।
दण्डो वार्य धृतः केन सर्वमाख्याहि पृच्छतः ॥ २१ ॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિ કાવ્યના કિષ્કિંધાકાંડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦

## सर्ग ६१ मो.

### સંપાતિનો પૂર્વવૃત્તાંત-સ્વદુઃખ વર્ણન.

ततस्तद्दारुणं कर्म दुष्करं सहसा कृतम् ।
आचचक्षे मुनेः सर्वं सूर्यानुगमनं तथा ॥१॥

ગૃધ્રરાજ સંપાતિ અંગદાદિ કપિઓને વળી પણ કહેવા લાગ્યો કે; "હે કપિઓ! મને નિશાકર ઋષિએ એ પ્રમાણે પૂછ્યું ત્યારે મેં દારૂણ અને બીજાથી ન થઈ શકે એવું સૂર્ય સામે જવાનું સાહસિક કાર્ય તેમને નિવેદન કરતાં કહ્યું કે;[1] "હે ભગવન્! મેં મારા બળના ગર્વને લીધે એવું નિષ્ફળ કર્મ કર્યું છે, જેથી મારી પાંખો તથા શરીરપરની ચામડી બળી જવા સિવાય બીજું કશું પણ મને પ્રાપ્ત થયું નથી. વ્યાકુળ ઇંદ્રિયોવાળો તથા ખેદ પામેલો હું લજ્જાને લીધે મારૂં તે વૃત્તાંત કહેતાં પણ શરમાઉં છું; છતાં હે ઋષિવર્ય! તમે પૂછો છો તેથી મારે કાંઇક કહેવું જોઇશે.[2] હે ભગવન્! એક વખતે ગર્વવડે મોહિત થયેલા હું અને જટાયુ એક બીજાના પરાક્રમને જાણવાની ઇચ્છાથી સ્પર્ધા કરતા આકાશમાં ઉડ્યા.[3] તેમાં પ્રથમ કૈલાસ પર્વતના શિખર ઉપર ઋષિઓની સમક્ષ અમો બન્નેએ પ્રતિજ્ઞા લીધી કે; "ભગવાન્ સૂર્યનારાયણ જ્યાંસુધીમાં અસ્તાચળપર જાય ત્યાંસુધીમાં અમારે તેને સ્પર્શ કરવો."[4] આ પ્રમાણે નિશ્ચય કરી અમે બન્ને ભાઇઓ એકાએક આકાશ તરફ ઉડયા અને મહાવેગથી સૂર્ય ભણી જવા લાગ્યા. ઘણેક ઉંચે ગયા પછી અમોએ નીચે દૃષ્ટિ કરી તો પૃથ્વીપરનાં જુદાં જુદાં નગરો અમને રથના ચક્રસરખાં દેખાવા લાગ્યાં.[5] એ સમયે આકાશને વિશે અમોને કોઈકોઈ સ્થળે વાજીંત્રોના, તો કોઈ કોઈ સ્થળે આભૂષણોના ધ્વનિ સંભળાવા લાગ્યા; તેમજ કોઈ કોઈ સ્થળે રક્તવસ્ત્રને ધારણ કરી મધુર ગાન કરી રહેલી ઘણી અપ્સરાઓ અમારા જોવામાં આવી.[6] આકાશને વિશે અત્યંત વેગથી ઉડતા અમે જ્યારે છેક સૂર્યના માર્ગની સમીપ પહોંચી ગયા ત્યારે મોટાં મોટાં વૃક્ષોથી છવાયેલી આખી પૃથ્વી કોમળ હરિયાળીવાળા એકાદા વન સરખી દેખાવા લાગી.[7] પૃથ્વીપરના પર્વતો નાના નાના પત્થર સરખા જણાવા લાગ્યા; અનેક મોટી નદીઓથી વીંટાયેલી આ પૃથ્વી જાણે ઝીણા ઝીણા સુતરના તાંતણાઓથી વીંટાયેલી હોય એવી દેખાવા લાગી;[8] તેમજ ભૂમિપરના હિમાલય, વિંધ્ય તથા મેરૂ વગેરે મોટા મોટા પર્વતો જાણે એકાદા મોટા જળાશયમાં હસ્તીઓ ઉભા હોય એવા દીસવા લાગ્યા![9] હે ભગવન્! અમે એટલે ઉંચે ગયા ત્યાં તો સૂર્યના ખરેખરા તાપથી અમે બળવા લાગ્યા. એકાએક અમારા શરીરે ભારે પરસેવો છુટયો અને ખેદ, ભય તથા મોહથી અમે આકુળ-વ્યાકુળ થઈ ગયા. પછી અમોને તુરતજ દારૂણ મૂર્છા આવવા લાગી[10] અને બેભાન થવાથી દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર કે અગ્નિ દિશા કઇ, એ પણ અમને સૂઝ પડી નહિ. સૂર્યના પ્રખર કિરણોને લીધે અમારાં શરીર બળવા માંડ્યાં, તેથી અમોએ વિચાર્યું કે; અરે, યુગાંત સમયે બાળનારો અગ્નિ આજેજ સર્વલોકને બાળવા પ્રવૃત્ત થયો છે કે શું?[11] અમે જેમ જેમ આગળ વધતા ગયા તેમ તેમ અમારી દૃષ્ટિ સૂર્યના તેજને લીધે નષ્ટ થતી ગઈ અને અમારૂં મનોબળ પણ શિથિલ પડતું ગયું; અર્થાત્ સૂર્યમંડળને સ્પર્શ કરવાનો અમારો આગ્રહ ઓછો થતો ગયો. એમ છતાં પણ અતિ પ્રયત્નથી અમોએ અમારાં નેત્ર તથા મનનું અનુસંધાન કર્યું અને સૂર્ય સામું જોયું. એ વેળા અમોને તે પૃથ્વી જેવડો દેખાયો.[12-13] એ સમયે

મારો નાનો ભાઈ જટાયુ તો ભયને લીધે આકુળ થઈને મને પૂછ્યા વિનાજ પૃથ્વી તરફ ઉતરવા લાગ્યો. એ જોઈ મેં પણ મારા શરીરને તુરતજ આકાશમાંથી ઉતરવા દીધું.[૧૪] એ વેળા જટાયુનું રક્ષણ કરવાની ઈચ્છાથી મેં તેના શરીરને મારી પાંખોવતી ઢાંક્યું, એથી જટાયુ બળ્યો નહિ; પરંતુ પ્રમાદને લીધે મારી પાંખો બળી ગઈ, જેથી અચેતન થયેલો અને વાયુમાર્ગે લથડતો હું આ વિંધ્યાચળના છેક દક્ષિણ ભણીના છેડાપર આવી પછડાયો. હે ઋષિશ્રેષ્ઠ! હું ધારૂં છું કે મારો ભાઇ જટાયુ જનસ્થાનને વિશે પડયો હશે.[૧૫-૧૬] હે મુનિશ્રેષ્ઠ! એવી રીતે હું રાજ્ય, ભ્રાતા, પાંખો તથા પરાક્રમ વિનાનો થયેલો હોવાથી હવે મરવાંને જ ઇચ્છું છું. હવે હું આ સામે જણાતા પર્વતશિખરપર જઇને પડતું મૂકીશ."[૧૭]

राज्याच्च हीनो भ्राता च पक्षाभ्यां विक्रमेण च।
सर्वथा मर्तुमेवेच्छन्पतिष्ये शिखराद्गिरेः ॥१७॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિ કાવ્યના કિષ્કિંધાકાંડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૧

इति श्री किष्किन्धाकांड समाप्त

## સર્ગ ૬૨ મો.*

### નિશાકર મુનિએ સંપાતિને આપેલું આશ્વાસન.

एवमुक्त्वा मुनिश्रेष्ठमरुदं भृशदुःखितः ।
अथ ध्यात्वा मुहूर्तं च भगवानिदमब्रवीत् ॥१॥

મુનિશ્રેષ્ઠ નિશાકરને મારૂં વૃત્તાંત નિવેદન કરીને અતિશય દુઃખવાળો હું રૂદન કરવા લાગ્યો. ત્યારે એક મુહૂર્તપર્યંત ભગવાન નિશાકર મુનિએ વિચાર કરીને મને કહ્યું કે,[1] "તને ફરીથી બીજી પાંખો અને પીંછાંઓ આવશે, તેમજ આંખોનું તેજ, પ્રાણ, પરાક્રમ અને બળ પણ તને પ્રાપ્ત થશે.[2] મેં પુરાણોમાં સાંભળ્યું છે, તેમજ તપોબળથી જાણ્યું છે, તેથી મને જણાયું છે કે ભવિષ્યમાં એક અતિ મહાન ઘટના બનશે.[3] તે એ કે ઇક્ષ્વાકુ કુળની વૃદ્ધિ કરનાર દશરથ નામે એક રાજા થશે તેને રામ નામે મહા તેજસ્વી પુત્ર થશે.[4] એ સત્ય પરાક્રમી રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞા પાળવા માટે પોતાના નાના ભાઇ લક્ષ્મણ સાથે વનમાં આવશે.[5] ત્યારે ગોદાવરી તીરે આવેલા જનસ્થાન પ્રદેશમાંથી દેવ અને દાનવથી અવધ્ય રાવણ નામનો રાક્ષસેન્દ્ર તેની પત્ની સીતાને લંકામાં હરી જશે.[6] તે સમયે રાવણ ભક્ષ્ય, ભોજ્ય ને એવીજ બીજી લલચાવે તેવી વસ્તુઓથી સીતાજીને લોભાવવા પ્રયત્ન કરશે, પરંતુ દુઃખમાં ડૂબેલી, યશસ્વીની, અને મહાભાગ્યશાળી સતી સીતા તે સ્વીકારશે નહિ.[7] એ સમયે દેવરાજ ઇન્દ્ર સીતાની આ સ્થિતિ જાણીને દેવને પણ દુર્લભ, અમૃતના જેવું, પરમ અન્ન (પાયસ) તેમને મોકલાવશે,[8] અને ઇંદ્ર પાસેથી આ અન્ન આવ્યું છે, એમ જાણીને સીતા તેનો સ્વીકાર કરશે. પછી તેનો ઉપલો ભાગ "મારા સ્વામી રામચંદ્ર અને દીયર લક્ષ્મણ જીવતા હોય અથવા તો દેવત્વ પામ્યા હોય તોપણ તેમને આ અન્ન પ્રાપ્ત થાઓ." એવા સંકલ્પપૂર્વક ભૂમિ ઉપર મૂકશે.[9-10] (અને શેષ રહેલું પ્રાસન કરશે.)

* આની અગાઉના સર્ગને અંતે કિષ્કિંધાકાંડ સંપૂર્ણ એવું છપાયું છે તે ભૂલ છે માટે રદ સમજવું.

હે સંપાતિ ! રામની આજ્ઞાથી સીતાજીની શોધ કરવાને નીકળેલા વાનરો અત્રે આવશે. તેમને મળીને તું રામપત્ની સીતાજીના સમાચાર આપજે. હાલ તારે અહિંથી બીજે કયાંઇ જવું નહિ. આવી સ્થિતિમાં તું કયાં જઇશ ? માટે દેશ અને કાળની રાહ જોતો તું અહિં રહે, અંતે તને પાંખો આવશેજ.[11-12] જો કે હું તને અત્યારેજ પાંખો આપી શકું તેમ છું, પરંતુ અત્રે આ અવસ્થામાં રહેવાથી તું લોકનું વધારે ભલું કરી શકીશ.[13] અર્થાત્ આથી તું એ બંને રાજપુત્રોનું, બ્રાહ્મણોનું, ગુરુઓનું, મુનિઓનું અને ઇંદ્રનું હિત સાધી શકીશ.[14] હું પણ રામ અને લક્ષ્મણ એ બંને ભાઈઓનું પુણ્યદર્શન ઇચ્છું છું, પરંતુ ઘણો કાળ વીતવાથી દેહ બહુજ જીર્ણ થઇ ગયો છે, તેથી હવે હું તેનો ત્યાગજ કરીશ." હે અંગદ ! તત્ત્વદર્શી નિશાકર મહર્ષિએ પૂર્વે આ પ્રમાણે મને કહ્યું હતું.[15]

इच्छाम्यहमपि द्रष्टुं भ्रातरौ रामलक्ष्मणौ ।
नेच्छे चिरं धारयितुं प्राणांस्त्यक्ष्ये कलेवरम् ।
महर्षिस्त्वब्रवीदेवं दृष्टतत्त्वार्थदर्शनः ॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિંધાકાંડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ ૬૨.

## સર્ગ ૬૩ મો.

### સંપાતિના દુઃખની નિવૃત્તિ-સીતા શોધ માટે વાનરોને તેણે આપેલો ઉત્સાહ.

एतैरन्यैश्च बहुभिर्वाक्यैर्वाक्यविशारदः ।
मां प्रशस्याभ्यनुज्ञाप्य प्रविष्टः स स्वमालयम् ॥

વાકય વિશારદ નિશાકર મુનિએ એવાં બીજાં અનેક વાકયોથી મારી પ્રસંશા કરી, તેમજ મને ઉપર પ્રમાણે આજ્ઞા આપી. પછી તેઓ પોતાના આશ્રમમાં ગયા.[1] પછી ધીમે ધીમે હું તે પર્વતની ખીણમાંથી સરકીને બહાર નીકળ્યો અને આ વિંધ્ય પર્વત ઉપર આવીને તમારી રાહ જોવા લાગ્યો.[2] એ સમયને સેંકડો વર્ષ વીતી ગયાં છે, છતાં હું મુનિનાં વચનો હૃદયમાં રાખીને દેશ તથા કાળની રાહ જોતો હતો.[3] મહાપ્રસ્થાન કરીને નિશાકર મુનિ સ્વર્ગમાં ગયા

ત્યારથી અનેક તર્ક વિતર્ક કરનારો હું સંતાપવડે બળતો હતો.[4] મારા પ્રાણનું રક્ષણ કરવાને માટે તેમણે મને કહ્યું હતું છતાં પણ ઘણીવાર હું કંટાળી જતો અને મરવા તૈયાર થતો; પરંતુ વળી એ મુનિનાં વચનોનું સ્મરણ કરી તેમ કરતાં હું અટકતો હતો.[5] સળગતા અગ્નિની જ્યોતિ જેમ અંધારાને દૂર કરે છે તેમ આ બુદ્ધિ મારા દુઃખોને દૂર કરતી હતી. હું મારા પુત્રના બળથી દુરાત્મા રાવણનું બલ ઓછું જાણતો હતો તેથી મેં તેનો અનેક વચનોથી ફિટકાર કર્યો, અને પૂછ્યું કે તેં સીતાજીનું રક્ષણ કેમ ન કર્યું? સીતાજીને વિલાપ કરતાં સાંભળ્યાં તેમજ રામ અને લક્ષ્મણ એ બંને સીતાજીથી વિયોગ પામ્યા છે એ જાણ્યા છતાં તેં સીતાનો ઉદ્ધાર શા માટે ન કર્યો? ત્યારે એણે ઉત્તર આપ્યો કે, " મેં એમને જાનકી જાણ્યાં ન હતાં, પણ તે ગયા પછી સિદ્ધલોકોના મુખથી સાંભળ્યું કે એ તો સીતાજી હતાં."[૬,૭] આમ બનવાથી હું મારા મિત્ર દશરથ રાજાના પુત્રનું પ્રિય કરી શકયો નથી, તેમ મારો પુત્ર પણ આ હિત કાર્ય કરી શકયો નથી."[૮]

ત્યાં એકઠા થએલા વાનરોને સંપાત આ પ્રમાણે કહી રહ્યો હતો એટલામાં એ સર્વે વાનરોની સમક્ષ તેને બે નવી પાંખો ફુટી નીકળી. પોતાના શરીર ઉપર આ પ્રમાણે અરુણરંગનાં પીંછાંઓ અને પાંખો આવેલી જોઈને સંપાતિને અતિશય હર્ષ થયો અને તે વાનરોને કહેવા લાગ્યો કે અમાપ તેજસ્વી રાજર્ષિ નિશાકરના પ્રસાદથી સૂર્યનાં કિરણોથી બળી ગએલી પાંખો મને આજે ફરી પ્રાપ્ત થઈ; પૂર્વે યૌવન કાળે મારામાં જે પરાક્રમ, બળ અને પૌરુષ હતું તે અત્યારે મને ફરી પ્રાપ્ત થયું છે. માટે હવે સીતાજીને શોધવાનો પુરો પ્રયત્ન કરો; તે તમને અવશ્ય મળશે.[૯,૧૨] મને પાંખો પ્રાપ્ત થઇ તે બનાવ તમોને સીતાની ભાળ માટે વિશ્વાસ ઉત્પન્ન કરનારો છે." પક્ષી માત્રમાં ઉત્તમ સંપાતિ સર્વ વાનરોને એમ કહીને આકાશમાં ગતિ કરવાની પોતાની શકિતની પરીક્ષા કરવાની જીજ્ઞાસાથી એકાએક આકાશ ભણી ઉડયો. ત્યારે સંપાતિનાં વચનો સાંભળીને હર્ષિત ચિત્ત થએલા સર્વે વાનર સિંહો સીતાજીની શોધ કરવા માટે પોત પોતાનું પરાક્રમ દેખાડવા તૈયાર થઈ ગયા.[૧૩-૧૪] પવન સમાન પરાક્રમ કરનારા અને અતિ બળવાન વાનરશ્રેષ્ઠો જનકસુતાની શોધ માટે અતિ ઉત્સાહભેર અભિજિત નક્ષત્રની સન્મુખ રહેલી દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા.[૧૫]

**अथ पवनसमानविक्रमाः प्लवगवराः प्रतिलब्धपौरुषाः । अभिजिदभिमुखां दिशं ययुर्जनकसुतापरिमार्गणोन्मुखाः ॥१५॥**

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના ઉત્તરકાંડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૩

---

## सर्ग ६४ मो.

સાગર ઓળંગવાનું આવ્હાન-કપિઓને અંગદે આપેલો ઉત્સાહ.

**आख्याता गृध्रराजेन समुत्प्लुत्य प्लवंगमाः । संगता प्रीतिसंयुक्ता विनेदुः सिंहविक्रमाः॥१**

ગૃધ્રરાજ સંપાતિએ કહેલો સીતા વૃત્તાંત સાંભળીને આનંદ પામેલા અને સિંહ જેવાં પરાક્રમ કરનારા વાનરો કુદીને હુકાહુક કરવા લાગ્યા.[1] સંપાતિનાં વચનો સાંભળીને રાવણના નિવાસ સ્થાનની ખબર પડવાથી આનંદ પામેલા અને સીતાજીનાં દર્શનને ઇચ્છનારા વાનરો સાગરને કિનારે આવી પહોંચ્યા.[2] ભયંકર પરાક્રમ કરનારા વાનરોએ સમુદ્ર કિનારે આવીને જોયું તો સમગ્ર મહાન લોકનું પ્રતિબિંબ તેમાં પડેલું જણાયું.[3] પછી દક્ષિણ સમુદ્રના ઉત્તર કિનારે આવીને તે મહા બળવાન હરિવરોએ પડાવ નાખ્યો.[4] કોઇ સ્થળે આ સમુદ્ર તમને નિદ્રાવસ્થામાં જણાતો હતો; ત્યારે બીજે સ્થળે બાળકની માફક સામાન્ય તરંગોથી ક્રીડા કરતો જણાતો હતો; અને કોઈક સ્થળે તો

પર્વત જેવડા મોજાંથી ઉછળી ગર્જના કરતો હતો.[૫] પાતાળમાં વસનારા દાનવેંદ્રોથી ઘેરાઈ ગએલો અને રૂંવાડાં ઉભાં કરે એવો સાગર જોઇને કપિવીરો વિષાદ કરવા લાગ્યા.[૬] આકાશની માફક જેનો પાર પામી ન શકાય એવા સાગરને જોઇને એકઠા થએલા સર્વે વાનરો વિષાદગ્રસ્ત થઈ ગયા અને કહેવા લાગ્યા કે "હવે આપણે કેમ કરવું ?"[૭]

સાગરનું નિરીક્ષણ કરવાથી ખેદ પામેલા અને ભયથી પીડાતા વાનરોને જોઇને કપિશ્રેષ્ઠ અંગદે કહ્યું કે,[૮] "તમારે મનમાં ખેદ ન કરવો જોઇએ, કારણ કે વિષાદ કરવો એ મહા દોષ છે. જેમ છંછેડાએલો સર્પ તેને રમાડનાર બાળકનો નાશ કરે છે તેમજ વિષાદ પણ પુરુષનો સંહાર કરે છે.[૯] પરાક્રમ કરવા તૈયાર થએલો પુરૂષ જો વિષાદ કરે તો તે તેજહીન થઇ જાય અને તેથી તેના પુરુષાર્થની સિદ્ધિ થાય નહિ.[૧૦]

અંગદે વાનરોની સાથે તે રાત્રિ ત્યાંજ વિતાવી. પછી વૃદ્ધ વાનરોની સાથે મળીને ફરીથી સમુદ્રનું ઉલ્લંઘન કરવા સંબંધે વિચાર કરવા માંડયો.[૧૧] એ સમયે ઇંદ્રને વિંટીને બેઠેલી દેવસેનાની પેઠે અંગદને વિંટીને બેઠેલી વાનર સેના શોભતી હતી.[૧૨] અહો ! વાલિ પુત્ર અંગદ કે મારુતસુત હનુમાન સિવાય બીજું કોણ એ વાનર સેનાને સ્થિર કરવાને શક્તિમાન થાય એમ હતું ?[૧૩] પછી વૃદ્ધ વાનરો તેમજ અન્ય કપિઓનો સત્કાર કરીને શત્રુઓનો નાશ કરનાર અંગદે અર્થયુક્ત વચનો કહેવા માંડયાં કે,[૧૪] "હવે કયો મહા તેજસ્વી વાનર આ સાગરને ઓળંગી જશે અને અરિંદમ સુગ્રીવને સત્ય પ્રતિજ્ઞાવાળો કરશે ?[૧૫] કયો મહા શુરવીર વાનર સો યોજન પહોળા સમુદ્રને ઓળંગી જશે અને આ સર્વ યુથપાલકોને મોટા ભયમાંથી મુક્ત કરશે ?[૧૬] કોના પ્રસાદથી આપણે કાર્યની સિદ્ધિ કરીને ઘેર જઇશું અને સુખવાળા થઇ આપણાં સ્ત્રી પુત્રાદિકને મળીશું ?[૧૭] વળી કોના પ્રસાદથી હર્ષ પામેલા આપણે સર્વે મહા બળવાન રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને વનવાસી વાનરોની પાસે જઇ શકશું ?[૧૮] તમારામાંથી જો કોઇ વાનર આ સમુદ્ર ઉલ્લંઘવા સમર્થ હોય તો તે ઉતાવળથી સર્વ કપિઓને અભય કરવારૂપ પવિત્ર દક્ષિણા આપો."[૧૯]

અંગદનાં આ વાકયો સાંભળીને કોઇ વાનર કાંઇ પણ બોલ્યો નહિ. આખું વાનરદળ સ્તબ્ધ થઇ ગયું હોય તેમ મૌન રહ્યું.[૨૦] ત્યારે કપિશ્રેષ્ઠ અંગદે ફરીથી કહ્યું કે, "તમે સર્વે દઢ પરાક્રમ કરનાર છો, બલવાનોમાં શ્રેષ્ઠ છો અને કલંક રહિત વંશમાં ઉત્પન્ન થએલા છો, તેથી સર્વદા લોકમાં પૂજાઓ છો.[૨૧] સમુદ્ર ઉલંઘન કરવામાં તમને કયારેય કોઈનો પણ પ્રતિબંધ થઈ શકે તેમ નથી, માટે હે વાનરશ્રેષ્ઠો ! કૂદવામાં જેનો જેટલી શક્તિ હોય તે મને જણાવો.[૨૨]

नहि वो गमने संगः कदाचित्कस्यचिद्भवेत् ।
ब्रुवध्वं यस्य या शक्तिः प्लवने प्लवगर्षभाः १२

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના ઉત્તરકાંડમાં ચોસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૪

---

## सर्ग ६५ मो.

કપિઓએ કરેલું સ્વબળ વર્ણન.

अथाङ्गदवचः श्रुत्वा ते सर्वे वानरर्षभाः ।
स्वं स्वं गतौ समुत्साहमूचुस्तत्र यथाक्रमम् ॥१॥

ગજ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદન, મૈન્દ, દ્વિવિદ, અને જાંબવાન આદિ સર્વ કાપશ્રેષ્ઠો અંગદનાં વચનો સાંભળીને ઉત્સાહ સહિત પોતપોતાની ગતિનો શક્તિનું એક પછી એક વર્ણન કરવા લાગ્યા.[૧,૨] ગજે કહ્યું કે, "હું એક ફલંગે દશ યોજન કૂદી શકું તેમ છું." ગવાક્ષે કહ્યું કે "હું એક ફલંગે વીશ યોજન કૂદી શકું તેમ છું."[૩] શરભે કહ્યું કે "હું એક ફલંગે ત્રીશ યોજન કૂદી શકું તેમ છું."ઋષભે કહ્યું કે "હું એક ફલંગે ચાલીશ યોજન કૂદી શકીશ, એમાં સંશય નથી."[૪,૫] મહા તેજસ્વી ગંધમાદને

કહ્યું કે " હું એક ફલંગે પચાશ યોજન કૂદી શકીશ, એમાં સંશય નથી."[6] મૈન્દે કહ્યું કે, હું એક ફલંગે સાઠ યોજન કૂદી જવા શક્તિમાન છું."[7] મહાતેજસ્વી દ્વિવિદે કહ્યું કે " હું એક ફલંગે સીતેર યોજન જઈ શકીશ, એમાં જરાય સંદેહ નથી"[8] મહા બળવાન અને તેજસ્વી કપિવર સુષેણે કહ્યું કે " મારામાં એક ફલંગે એંશી યોજન કૂદવાનું પરાક્રમ છે, એમ હું જાણું છું."[9] અંતે પૂર્વે કહી ગએલા સર્વે વાનરોનું સન્માન કરીને વૃદ્ધ જાંબવાને કહ્યું કે, અમારામાં પણ કાંઇક ગતિ કરવાનું પરાક્રમ હતું, પણ હમણાં તો અમે છેક વૃદ્ધ થઇ ગયા છીએ.[11] છતાં પણ સીતાજીની શોધ કરવાના હેતુને માટે કપિરાજ સુગ્રીવે તેમજ શ્રીરામચંદ્રજીએ નિશ્ચય કરેલો છે, તો એ કાર્યની ઉપેક્ષા કરવી યોગ્ય નથી.[12] હવે હું વૃદ્ધ થયેલો છું, છતાં પણ એક ફલંગે નેવું યોજન દૂર સુધી હું જઇ શકીશ, એમાં સંશય નથી.[13] વળી હે કપિ-શ્રેષ્ઠો ! મારૂં ગતિનું પરાક્રમ પૂર્વે આટલુંજ હતું એમ નથી, પૂર્વે મેં બલિયજ્ઞ સમયે ત્રણ ડગલાં જમીન ભરવા માટે ત્રિવિક્રમરૂપે ઉત્પન્ન થએલા સર્વવ્યાપી સનાતન વિષ્ણુ ભગવાનના વિરાટ સ્વરૂપની પ્રદક્ષિણા કરી હતી.[14,15] હવે હું વૃદ્ધ થએલો છું, તેથી કૂદવામાં મારૂં પરાક્રમ મંદ થયું છે, પણ યુવાવસ્થામાં મારૂં બલ અતિશય અપ્રતિમ હતું.[16] છતાં હવે હું નેવું યોજન કૂદી શકું તેમ છું, પરંતુ એટલાથી કાર્ય સિદ્ધિ થાય તેમ નથી. "[17]

પછી મહાપ્રાજ્ઞ અંગદ મહાકપિ જાંબવાનનું સન્માન કરીને ઉદાર અર્થવાળાં વચનો બોલ્યો કે,[18] " નિઃશંક હું એકજ છલંગે સો યોજન કૂદી જઇશ, પરંતુ ત્યાંથી પાછા આવવાની શક્તિ મારામાં રહેશે કે નહિ એનો મને નિશ્ચય થતો નથી. "[19] ત્યારે વાક્ય વિશારદ જાંબવાને કપિશ્રેષ્ઠ અંગદને કહ્યું કે, " હે કપિવર ! તમારી ગતિની શક્તિને હું જાણું છું.[20] એટલુંજ અંતર નહિ પણ સેંકડો યોજન દૂર જવાની અને પાછા આવવાની તમારામાં શક્તિ છે, પણ તમે આ સેનાના ઉપરી છો તેથી એમ કરવું યોગ્ય નથી.[21] હે તાત ! હે કપિશ્રેષ્ઠ ! આજ્ઞાપાલકોથી પોતાના સ્વામીને કૂદી જવાની આજ્ઞા આપી શકાય નહિ. તમે તો અમો સર્વેને આજ્ઞા આપવા યોગ્ય છો.[22] સ્વામીભાવમાં તમે અમારી સ્ત્રીની માફક રક્ષ્ય છો, તેમજ સૈન્યના સ્વામી હોવાથી સ્ત્રીરૂપ અમને આજ્ઞા આપવા યોગ્ય છો. હે પરંતપ ! એ લૌકિક વિધિ છે.[23] હે અરિંદમ ! તમે આ સીતાની શોધ કરવાના કાર્યના મૂળરૂપ છો, તેથી હે તાત ! તમારૂં સર્વદા સ્ત્રીની માફક રક્ષણ કરવું જોઇએ.[24] કાર્યના મૂળનું રક્ષણ કરવું જોઈએ, એ કાર્યને જાણનાર પુરુષોની નીતિ છે. કારણકે જો મૂળ આબાદ હોય તો ગુણો અને ફળોની સિદ્ધિ થાય છે.[25] હે સત્ય વિક્રમ ! હે પરંતપ ! બુદ્ધિ અને પરાક્રમ સંપન્ન તમેજ આ કાર્યની સિદ્ધિ થવામાં હેતુરૂપ છો.[26] હે કપિશ્રેષ્ઠ ! તમે અમારા ગુરુ છો, ગુરુપુત્ર છો; તમારો આશ્રય કરવાથીજ કાર્યની સિદ્ધિ કરવામાં અમે સમર્થ થઇશું."[27]

મહાપ્રાજ્ઞ જામ્બવાનનાં વચનો સાંભળીને વાલિપુત્ર અંગદે કહ્યું કે,[28] " જો હું ન જાઉં તેમજ બીજો કોઈ વાનરપુંગવ પણ ન જાય તો પછી આપણે સર્વેએ પ્રાણનો ત્યાગ કરવો જોઇએ.[29] કારણકે બુદ્ધિમાન સુગ્રીવની આજ્ઞા પ્રમાણે નહિ થાય તો કિષ્કિંધામાં પાછા જવાથી પણ આપણા પ્રાણનું રક્ષણ થવાનું નથી.[30] સુગ્રીવ કૃપા કરવામાં તેમજ કોપ કરવામાં આપણા ઈશ્વર છે; તો એમની આજ્ઞાનું પરિપાલન કર્યા સિવાય ત્યાં જવાથી આપણો વિનાશજ થાય.[31] માટે આ સમુદ્ર ઉલ્લંઘન કરવાનું કાર્ય સિદ્ધ થાય તેમ કરો, કારણકે તમેજ સર્વ અર્થનો સારી રીતે વિચાર કરવાને યોગ્ય છો.[32]

અંગદનાં વચનો સાંભળીને કપિશ્રેષ્ઠ જાંબવાને કહ્યું કે, " હે વીર ! આ કાર્યની સિદ્ધિમાં કાંઇ પણ ખામી નહિ રહે. જે આ કાર્ય સિદ્ધ કરશે તેનેજ હું હમણાં પ્રેરણા કરૂં છું. "[33-34] પછી વાનરોમાં

શ્રેષ્ઠ જાંબવાને એકાન્તનો આશ્રય કરીને સુખમાં બેઠેલા, પ્રખ્યાત, કુદનારાઓમાં સૌથી શ્રેષ્ઠ મહાવીર હનુમાનને પ્રેરણા કરી.[૩૫]

ततः प्रतीतं प्लवतां वरिष्ठमेकान्तमाश्रित्य सुखोपविष्टम् । संचोदयामास हरिप्रवीरो हरिप्रवीरं हनुमन्तमेव ॥३६॥

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિંધાકાંડનો પાંસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૫

## सर्ग ६६ मो.

હનુમાન જન્મકથા—સાગર ઓળંગવા માટે જામ્બવાને તેને કરેલું પ્રબોધન.

अनेकशतसाहस्रीं विषण्णां हरिवाहिनीम् ।
जाम्बवान्समुदीक्ष्यैवं हनुमन्तमथाब्रवीत् ॥१॥

અનેક શત સહસ્ર વાનર સેનાને શોકાકુળ જોઈને જાંબવાને હનુમાનને કહ્યું કે,[૧] "હે સર્વ વાનરોમાં વીર ! હે સર્વ શાસ્ત્રવિદાંવર ! હે હનુમન્ ! તું એકાન્તનો આશ્રય કરીને કેમ મુંગો રહેલો છે ? આ વિષે તું કેમ બોલતો નથી ?[૨] હે હનુમન્ ! તું બળમાં અને તેજમાં વાનરરાજ સુગ્રીવ, મહાત્મા રામ અને લક્ષ્મણ જેવોજ છે.[૩] કશ્યપવંશોત્પન્ન અરિષ્ટનેમિના મહા બળવાન અને સર્વ પક્ષીઓમાં ઉત્તમ વિનતાના પુત્ર ગરુડ જેવોજ તું પ્રખ્યાત છે.[૪] હે મહાબલ ! મેં ઘણીવાર એ મહાબલ અને મહાબાહુ પક્ષીરાજ ગરુડને સમુદ્રમાંથી મોટા સર્પોને પકડતો જોયો છે.[૫] તેની બંને પાંખોમાં જેટલું બળ છે તેટલુંજ તારી બંને ભુજાઓમાં છે, તેમજ તારૂં પરાક્રમ અને તેજ પણ કાંઇ તેનાથી ઓછું નથી.[૬] હે કપિશ્રેષ્ઠ ! બળ, બુદ્ધિ, તેજ અને સત્વે કરી તું સર્વે પ્રાણીઓમાં શ્રેષ્ઠ છે, છતાં તું સમુદ્ર ઉલ્લંઘન કરવા કેમ સજ્જ થતો નથી ?[૭]

હે તાત ! અપ્સરાઓમાં શ્રેષ્ઠ પુંજિકસ્થલા નામની એક વિખ્યાત અપ્સરા હતી. કોઈ ઋષિના શાપને લીધે તેણે મહાત્મા કુંજર કપિને ત્યાં કામરૂપ ધારણ કરનારી વાનરીરૂપે જન્મ લીધો હતો. તેનું અંજના એવું નામ હતું. તે અંજના પૃથ્વી ઉપર અને ત્રણે લોકમાં રૂપમાં અપ્રતિમ હતી અને કેસરી વાનર સાથે તેનું લગ્ન થયું હતું. એક વખત રૂપ, યૌવનયુક્ત તે અંજનાએ મનુષ્યદેહ ધારણ કર્યો હતો.[૮,૧૦] એ સમયે તેણે વિચિત્રમાળા, આભરણ અને ક્ષૌમ વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને વર્ષા ઋતુના વાદળા સરખા પર્વતના શિખર ઉપર તે વિચરતી હતી.[૧૧] પર્વતની ટોચ ઉપર બેઠેલી વિશાળ નેત્રવાળી તે અંજનાએ લાલકોરવાળું પીળું, સુંદર ક્ષૌમ વસ્ત્ર પહેર્યું હતું. તેને મારુતે [ પવને ] ધીમે ધીમે દૂર ઉડાડી મૂકયું.[૧૨] પવનદેવે તેના ગોળ અને પરસ્પર મળેલાં બંને સાથળો તથા મૂળ આગળથી એક બીજાને અઠકેલાં બે સ્તનો અને તેનું સુશોભિત મનોહર મુખ જોયું.[૧૩] વિશાળ શ્રોણીવાળી, સર્વાંગસુંદર અને યશસ્વિની તે અંજનાને જોઇને પવનદેવ કામથી મોહિત થઇ ગયો.[૧૪] અંગે અંગમાં કામ વ્યાપવાથી પોતાના આત્માને ભૂલી ગએલો અને મોહિત થયેલો પવનદેવ પોતાની લાંબી ભૂજાઓથી તે અનિંદિત અંજનાને ભેટી પડયો.[૧૫] એકાએક પુરૂષ સ્પર્શ થવાથી ભડકેલી સુવ્રતા અંજનાએ કહ્યું કે, "મારા એક પતિવ્રતનો નાશ કરવાનું કોણ ઇચ્છે છે ?"[૧૬] અંજનાનો આ પ્રશ્ન સાંભળીને મારુતે ઉત્તર આપ્યો કે, "હે સુશ્રોણી ! તું તારા મનમાં જરાપણ ભય પામ નહિ, હું તારા એકપતિવ્રતનો નાશ નહિ કરૂં.[૧૭] હે યશસ્વિનિ ! હું તને ભેટીને મનથીજ તારી ઉપર પ્રીતિવાળો થયો છું. એથી વ્રત ભંગ નહિ થતાં તને એક વીર્યવાન અને બુદ્ધિ સંપન્ન પુત્ર થશે.[૧૮] તે મારા જેવોજ, મહાસત્વ, મહાતજસ્વી, મહા બલવાન અને પરાક્રમી થશે. તેમજ ઉડવામાં અને કૂદવામાં પણ મારા જેવોજ થશે."[૧૯]

હે મહાકપિ ! આ વરદાનો સાંભળીને તારી જનની સંતોષ પામો અને હે મહાબાહુ ! હે વાનરોત્તમ ! પછી ગુફામાં જઇ તને જન્મ આપ્યા.[૨૦] એ સમયે તે મહા વનમાં ઉગતા સૂર્યને 'આ કંઇક તેજસ્વી ફળ છે' એમ ધારીને પકડવાની ઇચ્છાથી તું બાળક હોવા છતાં આકાશમાં ઉડયો.[૨૧] હે મહાકપિ ! તું ત્રણ સો યોજન ગયો ત્યારે સૂર્યના તેજથી અંજાયો ખરો, છતાં જરા પણ ખેદ પામ્યો નહિ.[૨૨] હે મહાકપિ ! જ્યારે તું એ પ્રમાણે અંતરિક્ષમાં શીઘ્ર ગતિથી ચાલ્યો જતો હતો ત્યારે તેજસ્વી ઇંદ્રે કોપ કરીને તારા ઉપર વજ્ર ફેંક્યું,[૨૩] તેથી તારૂં ડાબુ હનુ (જડબું) તુટી ગયું અને એક પર્વતના શિખર ઉપર પડયું. તેને લીધે તું હનુમાન નામથી પ્રખ્યાત થયો.[૨૪] સુગંધ વહન કરનાર પવન દેવ તને ઘાએલ થએલો જોઇને અતિશય ક્રોધે ભરાયો, અને એણે ત્રણે લોકમાં વાવાનું બંધ કર્યું.[૨૫] ત્યારે ત્રણે લોક ખળભળી ઉઠયા અને સર્વે દેવો ગભરાઇ ગયા. તેથી ઇંદ્રાદિ ભુવનેશ્વરો ક્રોધ પામેલા પવનદેવની સ્તુતિ કરવા લાગ્યા.[૨૬] પછી હે તાત ! હે સત્ય વિક્રમ ! પવનદેવને પ્રસન્ન કરવા માટે બ્રહ્માજીએ વરદાન આપ્યું કે, " આ તારો પુત્ર યુદ્ધમાં કોઇપણ શસ્ત્રથી કે અસ્ત્રથી અવધ્ય થશે. "[૨૭] પછી વજ્રનો ઘા મારવા છતાં તને કાંઇપણ પીડા થએલી નહિ જોવાથી પ્રસન્ન ચિત્તવાળા ઇંદ્રે તને ઉત્તમ વરદાન આપ્યું કે,[૨૮] " હે તાત ! તું જ્યારે ઇચ્છા કરીશ ત્યારેજ તારૂં મૃત્યુ થશે." એ પ્રમાણે ભયંકર પરાક્રમ કરનારો તું કેસરી વાનરનો ક્ષેત્રજ પુત્ર છે.[૨૯] અને પવનદેવનો ઔરસ પુત્ર છે; તેથી તું તેજમાં એમની સમાનજ છે, એટલુંજ નહિ પણ હે વત્સ ! તું વાયુપુત્ર હોવાથી કૂદવામાં પણ તેમના જેવોજ છે.[૩૦] હે વત્સ ! અમે તો આજે ગતઃપ્રાણ સરખા છીએ અને અત્યારે ચતુરાઇ તથા પરાક્રમ સંપન્ન એવો તું અમારા બધામાં જાણે બીજા કપિરાજ સુગ્રીવ જેવો છે.[૩૧] હે તાત ! વામનજીએ ત્રણ પગલાં ભરી આખું બ્રહ્માંડ માપી લીધું ત્યારે મેં પર્વત, વન અને જંગલો સહિત આખી પૃથ્વીની એકવીશવાર પ્રદક્ષિણા કરી હતી,[૩૨] તેમજ દેવોની આજ્ઞાથી ક્ષીર સાગરનું મંથન કરીને અમૃત કાઢવા સારૂ જે જે ઔષધિઓ જોઇએ તે સર્વે મેં એકઠી કરી હતી. તે સમયે મારામાં પુષ્કળ બળ હતું.[૩૩] હવે હું વૃદ્ધ થએલો હોવાથી હીન પરાક્રમી થએલો છું, માટે અત્યારે તો અમારા બધામાં તુંજ સર્વગુણસંપન્ન છે.[૩૪] તુંજ કૂદનારાઓમાં સૌથી ઉત્તમ છે, તેમજ તુંજ સૌથી વધારે પરાક્રમ કરી શકે તેમ છે. માટે ઉઠ, આ સર્વ વાનર સેના તારૂં પરાક્રમ જોવાની ઇચ્છા કરે છે.[૩૫] હે કપિશાર્દૂલ ! ઉઠ અને આ મહાસાગરને કૂદી જા. હે હનુમાન્ ! તારી સૌથી શ્રેષ્ઠ ગતિ સર્વ પ્રાણી માત્રનું કલ્યાણ કરનારી થાઓ.[૩૬] હે હનુમાન્ ! પોતાના મનોરથની અસિદ્ધિને લીધે શોકાકુલ થએલા આ સર્વે વાનરોની તું કેમ ઉપેક્ષા કરે છે ? હે મહાવેગ ! જેમ વિષ્ણુએ ત્રણ પગલાં ભરીને મહા પરાક્રમ કર્યું હતું તેમ તું સમુદ્ર ઉલ્લંઘન કરી મહા પરાક્રમ કર."[૩૭]

આ રીતે વૃદ્ધ જાંબવાને પ્રેરેલા અને પોતાના વેગની પ્રતીતિ પામેલા, મહાકપિ પવન કુમારે વાનર સેનાને હર્ષ પમાડવા પોતાનું સ્વરૂપ વિશાળ કરવા માંડયું.[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિંધાકાંડમાં છાસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૬

## सर्ग ६७ मो.

હનુમાને ધારણ કરેલું બૃહતરૂપ-સાગર ઓળંગવા માટે મહેંદ્રાચળપર આરોહણ.

**तं दृष्ट्वा जृम्भमाणं ते क्रमितुं शतयोजनम् ।**
**वेगेनापूर्यमाणं च सहसा वानरोत्तमम् ॥१॥**

સો યોજન સમુદ્રનું ઉલ્લંઘન કરવાને માટે દેહને વૃદ્ધિ પમાડતા વાનરોત્તમ હનુમાનજીને સહસા વેગથી પરિપૂર્ણ જોઇને સર્વ વાનરો શોકનો ત્યાગ કરી હર્ષયુક્ત થઇ

મોટા નાદો કરવા લાગ્યા અને મહાબળી હનુમાનજીની સ્તુતિ કરવા લાગ્યા.[૧,૨] ત્રિવિક્રમ સ્વરૂપ ધારણ કરનારા નારાયણને જોઇને જેમ પ્રજા ઉત્સાહમાં આવી જઈ ચારે તરફ જોતી હતી તેમ મહા બળવાન હનુમાનને જોઇને આનંદમાં આવી ગયેલા સર્વે વાનરો વિસ્મય થઇને ચારે તરફ જોયા કરતા હતા.[૩] જેમ જેમ એ વાનરો મહાબળી હનુમાનની સ્તુતિ કરતા ગયા તેમ તેમ તે પોતાનું સ્વરૂપ વધારતો ગયો અને હર્ષથી પુંછડાને પૃથ્વી ઉપર પછાડીને નવું બળ મેળવવા લાગ્યો.[૪] વૃદ્ધ વાનરશ્રેષ્ઠોથી સ્તુતિ કરાતા કપિવર હનુમાનનું સ્વરૂપ તેજથી પરિપૂર્ણ અને સર્વોત્તમ થયું.[૫] ત્યારે વિશાળ ગુફામાં જેમ સિંહ ત્રાડે તેમ મારુતનો ઔરસપુત્ર હનુમાનજી ત્રાડો મારવા લાગ્યો.[૬] તે બુદ્ધિમાનનું ત્રાડો મારતું અને ધુમાડા વિનાના અગ્નિ તેમજ સૂર્ય સરખું તેજસ્વી મુખ શોભવા લાગ્યું.[૭] પછી હર્ષથી રોમાંચિત થએલો હનુમાન વૃદ્ધ વાનરોને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે,[૮]

" પર્વતોનાં શિખરોને તોડી પાડનાર, અપ્રમેય બળવાન, આકાશમાં ગતિ કરનાર, અગ્નિ મિત્ર વાયુદેવ છે;[૯] એ શીઘ્ર ગતિ કરનાર મહાત્મા મારુતનો હું ઔરસપુત્ર છું; તેથી ગતિ-શક્તિમાં હું તેના જેવોજ છું,[૧૦] હું જરાપણ વિસામો ખાધા સિવાય એકી સાથે વિસ્તીર્ણ આકાશમાં ફેલાઇ રહેલા મેરુ પર્વતની હજારો પ્રદક્ષિણા કરવા સમર્થ છું.[૧૧] મારા બાહુબળવડે ખળભળાવેલા સાગરમાં પર્વત, નદી અને પાણીના કુંડો સહિત સર્વ લોકને બોળી દેવા હું સમર્થ છું[૧૨] સમુદ્ર ઉલ્લંઘન સમયે મારી જાંઘના વેગથી આ સમુદ્ર ઉછળશે અને તેથી તેમાંના ગ્રાહો પાણી ઉપર આવી જશે.[૧૩] સર્પનું ભક્ષણ કરનાર અને આકાશમાં ઉડનાર પક્ષીરાજ ગરુડ જેટલી ગતિથી ઉડી શકે છે તેના કરતાં હજારગણી વધારે ગતિથી હું ઉડી શકું તેમ છું.[૧૪] ઉદયાચળ ઉપરથી સૂર્યની સાથેજ પ્રયાણ શરૂ કરી તેના પહેલાં અસ્તાચળ ઉપર જઇ પાછો એ સૂર્ય અસ્ત પામ્યો ન હોય પણ પ્રજ્વલિત હોય ત્યારે તેને સામો મળવા હું શક્તિમાન છું;[૧૫] એટલુંજ નહિ પણ હે વાનરો ! ત્યાંથી પાછો પૃથ્વી ઉપર આવી જરાપણ વિસામો લીધા સિવાય મહાન અને ભયંકર વેગથી પાછો સૂર્ય પાસે જઈ શકવા હું સમર્થ છું.[૧૬] આકાશમાં આવેલા સર્વે ગ્રહો અને નક્ષત્રોને પણ ઓળંગી જવા હું સમર્થ છું. અહીંથી ઉડેલો હું સર્વ સાગરોને શોષીશ, પૃથ્વીને ચીરી નાખીશ, પર્વતોનો ચુરો કરી નાંખીશ, તેમજ મારી ઉરૂના મહાવેગથી મહાસાગરને સુકવી નાખીશ.[૧૭,૧૮] જ્યારે હું આકાશ માર્ગે ઉડીશ ત્યારે વૃક્ષોનાં વિવિધ પુષ્પો મારી પાછળ ઉડશે;[૧૯] તેમજ જ્યારે હું ઘોર આકાશમાં ઉડતો હઈશ ત્યારે મારો માર્ગ ઉડતાં પુષ્પોને લીધે તારાથી પ્રકાશિત આકાશ જેવો થશે.[૨૦] હે વાનરો ! તે સમયે મને સર્વે પ્રાણીઓ બરાબર જોશે અને તમે પણ મહામેરુ સરખી મહાકાય ધારણ કરનાર મને બરાબર જોજો.[૨૧] ત્યારે હું આખા આકાશને ઢાંકી જાણે અંબર આખાને ગળી જવા ઉડતો હોઉં એવું જણાશે. એક ચિત્તથી ઉડતો હું તે સમયે વાદળાંને પીંજીને ચુરેચુરા કરી નાખીશ, પર્વતોને ધ્રુજાવી મૂકીશ અને સાગરને સુકવી નાખીશ.[૨૨] ગરૂડની, મારી અને પવનદેવની ગતિ-શક્તિ પ્રાણી માત્રથી વિશેષ છે. જ્યારે હું આકાશમાં ઉડું ત્યારે સુપર્ણરાજ ગરુડજી અથવા પવનદેવ સિવાય મારી સાથે ઉડવા બીજો કોઇ પ્રાણી સમર્થ નથી.[૨૩] વાદળાંમાં ચમકતી વીજળીની માફક હું અત્રેથી કુદીશ કે તુરતજ આધાર વિનાના આકાશમાં એકાએક ગતિ કરીશ.[૨૪] સમુદ્રોલ્લંઘન કરતી વખતનું મારૂં સ્વરૂપ વામનજીએ ત્રણ ડગલાંથી બ્રહ્માંડ માપવા ધારણ કરેલા વિરાટ સ્વરૂપ જેવું થશે.[૨૫] મારા અંતઃકરણની વૃત્તિ અને મનોવ્યાપારથી મને ખાત્રી

થાય છે કે હું વૈદેહીની ખબર લાવીશ, માટે હે વાનરો ! તમે સૌ આનંદ પામો.[26] હું મારુત દેવ તેમજ ગરુડના જેવી ગતિવાળો છું, તેથી દશ હજાર યોજન સુધી કૂદી શકું તેમ છું.[27] હું પરાક્રમ કરીને વજ્ર ધારણ કરનાર ઈંદ્ર કે સ્વયંભૂ બ્રહ્માના હાથમાંથી એકાએક અમૃત અત્રે લઈ આવવા સમર્થ છું.[28] અરે, એટલુંજ નહિ પણ આખી લંકાને મૂળમાંથી ઉખેડી લાવવા સમર્થ છું."[29]

અમિત તેજસ્વી, વાનરશ્રેષ્ઠ, હનુમાનજી એમ કહીને ખૂબ ગર્જવા લાગ્યા. સ્વજ્ઞાતિ–વાનર સેનાના શોકને નાશ કરનારાં તેનાં વચનો સાંભળીને સર્વે વાનરો હર્ષ પામ્યા અને વિસ્મય પામીને તેના સામુંજ જોઈ રહ્યા.[30] એ સમયે અતિશય હર્ષ પામીને મહા કપિ જાંબવાને કહ્યું કે, "હે વીર ! હે કેસરી વાનરના, ક્ષેત્રજ પુત્ર ! હે વેગવાન મારુતપુત્ર ! હે તાત ! તેં પોતાની જ્ઞાતિના મોટા શોકનો નાશ કર્યો છે, માટે અત્રે એકઠા થએલા સર્વે વાનરો તારૂં કલ્યાણ ઇચ્છે છે.[31-32] વળી તેઓ સર્વે તારી અર્થ સિદ્ધિ માટે સ્થિરચિત્ત થઇને મંગળ કીર્તન કરશે. ઋષિઓની કૃપાથી, વૃદ્ધ કપિઓના મતથી અને ગુરુજનની પ્રસન્નતાથી તું મહાસાગરની પાર જા. તું પાછો આવે ત્યાં સુધી અમે સર્વે એક પગે ઉભા રહીશું.[33,34] કારણકે અમો સર્વ વનવાસી વાનરોનું જીવન તારે આધીન છે." ત્યારે કપિશાર્દૂલ હનુમાનજીએ એ સર્વે વાનરોને પ્રત્યુત્તર આપ્યો કે, "હે વાનરો ! ઉડવાની શરૂઆત સમયના મારા ધક્કાને આ લોકમાં કોઈપણ સહન કરી શકે તેમ નથી; છતાં મને લાગે છે કે આ મહેંદ્ર પર્વતનાં શિલા સમુહવાળાં મહાન્ સ્થિર શિખરો એકસો યોજન કૂદવાનો ધક્કો સહન કરી શકશે, માટે હવે હું એ મહેંદ્ર પર્વતનાં નાનાં પ્રકારનાં ઝાડો અને ધાતુઓનાં રજકણોથી ચળકતાં મહાન શિખરો ઉપર જઇશ." એમ કહી મારુતપુત્ર હનુમાનજી પર્વતશ્રેષ્ઠ મહેંદ્ર ઉપર ચઢયો.[35,39]

આ પર્વત નાનાં પ્રકારનાં પુષ્પોથી ભરપુર હતો; તૃણપૂર્ણ ભૂમિ ઉપર મૃગો ચરી રહ્યાં હતાં; વેલો અને પુષ્પોથી આખો પર્વત ઢંકાઈ ગએલો હતો; તેના ઉપર નિરંતર ખીલતાં પુષ્પો અને ફળોવાળાં વૃક્ષો હતાં.[40] તેમાં સિંહ, શાર્દૂલ, અને મદોન્મત્ત હાથીઓ વિચરી રહ્યા હતાં; વન સમૃદ્ધિથી મત્તપક્ષીઓ એ પર્વતને ગજાવી મૂકતાં હતાં; અને ઝરણો ખળખળાટ વહી રહ્યાં હતાં.[41] પછી કયું શિખર ઉડ્ડયનનો ધક્કો ખમી શકે તેમ છે તે તપાસવા સારૂ મહેન્દ્ર સમાન પરાક્રમ કરનાર મહાબલવાન કપિશ્રેષ્ઠ હનુમાન મહેંદ્ર પર્વતના ઉંચા શિખરો ઉપર ફરવા લાગ્યો.[42] એ સમયે સિંહના ત્રાસથી મદોન્મત્ત હાથી ત્રાડો પાડે તેમ એ મહાત્માના બંને બાહુના આઘાતથી તે મહાપર્વત પીડા પામવા લાગ્યો.[43] અને ભય પામેલાં મૃગો અને માતંગોવાળો, વળી જેનાં મહાવૃક્ષો ધ્રૂજી ઉઠયાં છે એવા, એ પર્વત પાષાણ સમુહો તુટી પડવાથી પાણીનાં ઝરણો વહેવરાવવા લાગ્યો.[44] મદિરા પાનમાં અત્યંત આસક્ત ગંધર્વનાં જોડાંઓ, વિદ્યાધરો અને આકાશમાં ઉડતાં પક્ષીઓએ તેની કંદરાઓનો ત્યાગ કર્યો, તેમજ ત્યાંના સર્પોએ પણ એ મહાગિરિનો ત્યાગ કર્યો. એ સમયે તેના શિખરોની શિલાઓ પડવાનો ઉત્પાત થયો.[46] અને રાફડામાંથી અર્ધ બહાર નીકળેલા, ફુંફાડા મારતા સર્પોએ કરીને તે ધરણીધર પતાકાયુકત હોય તેવો જણાવા લાગ્યો.[47] સાથીઓથી વિખુટો પડેલો વટેમાર્ગુ જેવો ગભરાય તેવોજ આ પર્વત ભયથી ત્રાસ પામેલા ઋષિઓના ત્યાગથી ગભરાવા લાગ્યો.[48] વેગમાંજ દ્રઢ કરેલાં મનવાળો, શત્રુઓના વીર પુરુષોને હણનારો, વેગવાન, મહાનુભાવ, મનસ્વી અને કપિઓમાં મહાવીર હનુમાન સાવધાન ચિત્તવાળો થઇને મનથી તો તેજ વેળાએ લંકામાં પહોંચી ગયો.[49]

ઇતિ શ્રીવાલ્મીકીય રામાયણ આદિકાવ્યના કિષ્કિંધાકાંડમાં સડસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૭

समाप्तमिदं किष्किंधाकाण्डम्.

ॐ

आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत

# रामायण

## ५-सुन्दरकाण्ड.

### सर्ग १ लो.

**હનુમાનનું પરાક્રમ–સમુદ્રોલ્લંઘન.**

**ततो रावणनीतायाः सीतायाः शत्रुकर्षणः ।**
**इयेष पदमन्वेष्टुं चारणाचरिते पथि ॥१॥**

હવે શત્રુઓનો વિનાશ કરનારો વીર હનુમાન, રાવણે હરેલાં સતીશિરોમણિ સીતાની શોધ માટે ચારણોની* આવજાવવાળા આકાશ માર્ગે પ્રયાણ કરવાને તત્પર થયો.[1] કોઈની પણ સહાય વિનાનું અને મહા દુષ્કર કાર્ય કરવાને તત્પર થયેલો કપિવર હનુમાન પોતાની ગ્રીવા અને મસ્તક ઉંચાં હોવાને લીધે એ સમયે મોટા વૃષભ સરખો દેખાતો હતો.[2] વેગમાં આવેલા કેસરીસિંહની પેઠે મૃગ, પક્ષી આદિ પ્રાણીઓને ત્રાસ ઉપજાવતો મહા બળવાન અને બુદ્ધિમાન્ વાયુસુત હનુમાન, વૈડૂર્યમણિ જેવા નીલવર્ણો હોવાને લીધે સમુદ્રના જળસમાન દેખાતા શ્યામ હરિયાળીવાળા પ્રદેશોમાં સુખપૂર્વક વિચરવા લાગ્યો અને પોતાના વક્ષઃસ્થળના વેગ વડે વૃક્ષોને પાડી નાખવા લાગ્યો.[3-4-5] અત્યંત રમણીય એવો મહેંદ્રપર્વત કે જે શ્યામ, રક્ત, મજીઠીયા, ગુલાબી, શ્વેત, કૃષ્ણ તથા સ્વાભાવિક રીતેજ સ્વચ્છ દેખાતી અનેક પ્રકારની ધાતુઓથી સુશોભિત હતો અને જેમાં ઇચ્છિતરૂપ ધરનારા તથા દેવ સમાન સ્વરૂપવાળા યક્ષ, ગંધર્વ,

* દેવજાતિ વિશેષ.

કિન્નર અને નાગ લોકો પોત પોતાના પરિવાર સહિત વારંવાર ક્રીડા કરવા સારૂ આવતા હતા. તે પર્વતની, શ્રેષ્ઠ હસ્તીઓથી શોભી રહેલી તળેટીને વિશે ઉભેલો કપિવર હનુમાન પાણીના મોટા હ્રદમાં ઉભેલા એકાદ હસ્તીની પેઠે શોભતો હતો.[૫-૭] પછી મહાવીર હનુમાને સૂર્ય, ઇંદ્ર, સ્વયંભુ પરમાત્મા તથા સર્વ ભૂત–પ્રાણીઓને પ્રણામ કરીને, તેમજ પૂર્વાભિમુખે ઉભા રહી પોતાના પિતા વાયુદેવને પણ પ્રણામ કરીને દક્ષિણ દિશા તરફ ઉડવાની ઈચ્છાથી પોતાના શરીરને વધારવા માંડયું.[૮-૯] પર્વણીના દિવસે જેમ સમુદ્ર વૃદ્ધિ પામે તેમ રામચંદ્રના કાર્યની સિદ્ધિ માટે સર્વ કપિવરોની સમક્ષ ઉડવાનો નિશ્ચય કરીને મહાબળવાન્ હનુમાને વધવા માંડયું.[૧૦] સમુદ્ર ઉલ્લંઘવાની ઈચ્છાથી અતિશય વધારેલા મોટા દેહવાળો વાયુસુત હનુમાન પોતાની બન્ને ભુજાઓ તથા ચરણોવડે મહેંદ્ર પર્વતને પીડિત કરવા લાગ્યો–કૂદવા લાગ્યો.[૧૧] એ સમયે તે પર્વત એક મુહૂર્તભર કંપાયમાન થઈ રહ્યો અને તેની ઉપર જે વૃક્ષો પુષ્પવાળાં હતાં તે પરથી સર્વ પુષ્પો ખરી પડયાં.[૧૨] સુગંધિત પુષ્પોના સમૂહથી છવાયેલો એ મહેંદ્ર પર્વત જાણે કેવળ પુષ્પમયજ હોયની, એવો શોભવા લાગ્યો.[૧૩] વળી જેમ મદમત્ત હાથીના ગંડસ્થળમાંથી મદ ઝરે છે, તેમ કપિવર હનુમાનના ઉત્તમ બળવડે પીડિત થયેલા એ પર્વતમાંથી જળ ઝરવા માંડયું.[૧૪] મહાબળવાન્ હનુમાને પીડિત કરેલા એ પર્વતમાંથી સુવર્ણસમાન પીતવર્ણા, કાજળ સમાન શ્યામવર્ણા તથા રૂપા જેવા શ્વેતવર્ણા ઝરણાં નીકળવા લાગ્યાં.[૧૫] એ સમયે એ મહેંદ્ર પર્વત જેમ મધ્યમા નામની જ્વાળાવાળો અગ્નિ પોતાના ધુમાડાના ગોટેગોટ ચારે બાજુ ફેલાવે, તેમ મનઃશિલવાળી પોતાની મોટી મોટી શિલાઓને ચારે બાજુ ફેંકવા લાગ્યો; અર્થાત્ મનઃશિલવાળી શિલાઓ એ પર્વતપરથી વિખરાઈ પડવા લાગી.[૧૬] કપિવર હનુમાનના બળથી પીડિત થયેલા એ પર્વતની ગુફાઓમાં વસનારાં સર્વ પ્રાણીઓ પણ પીડિત થઇને આર્તશબ્દ કરવા લાગ્યાં.[૧૭] એ વેળા તે પર્વતમાં વસતાં સર્વ પ્રાણીઓના એકી સામટા આર્તનાદથી સઘળી દિશાઓ, વનો તથા ઉપવનો ગાજી ઉઠયાં અને આખી પૃથ્વી ખળભળી ગઇ.[૧૮] વળી સ્વસ્તિક સરખી રેખાઓવાળી પોતાની વિશાળ ફણાઓમાંથી ભયંકર અગ્નિનું વમન કરતા ઝેરી નાગો ક્રોધને લીધે શિલાઓ પર દંશ કરવા લાગ્યા.[૧૯] કુપિત થયેલા મોટા વિષધર સર્પોના દંશ થવાથી એ પર્વતની શિલાઓ ભડભડાટ સળગી ઉઠી અને તેના હજારો કટકા થઈ જવા લાગ્યા.[૨૦] એ મહેંદ્ર પર્વતમાં સર્પાદિ ઝેરી પ્રાણીઓના વિષનું શમન કરનારી અનેક ઔષધીઓ હતી, તોપણ એ વેળાએ તેઓ અસંખ્યાત સર્પોના અતિશય વિષને શમાવી શકી નહિ.[૨૧]

આ પ્રમાણે આખો મહેંદ્ર પર્વત જ્યારે ખળભળી ઉઠયો ત્યારે "બ્રહ્મરાક્ષસાદિ ભૂતો આ પર્વતને ભાંગી–ચીરી નાખે છે" એવું માનીને ત્યાં વસતા તપસ્વીઓ નાસાનાસ કરી રહ્યા અને ક્રીડા કરવા સારૂ આવેલા વિદ્યાધરોએ પોતાની સ્ત્રીઓ સહિત આકાશ પ્રત્યે ગમન કર્યું.[૨૨] વળી કંઠમાં રક્તકમળોની માળાને ધારણ કરનારા, રક્તચંદનવડે ચર્ચેલા અને રક્તકમળ સમાન નેત્રવાળા કેટલાએક મદ્યપાન કરનારા વિદ્યાધરો પાનભૂમિમાં ગોઠવેલાં સુવર્ણનાં આસનો, પાત્રો, કળશો, અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો, ચાટણો, વિવિધ જાતનાં માંસો, ઋષભના ચર્મથી મઢેલી ઢાલો, સુવર્ણની મુઠવાળી તલવારો ઈત્યાદિ ચીજોમાંથી કાંઈ પણ ન લેતાં આકાશમાં ચઢી ગયા.[૨૩-૨૫] એ જોઈ વિસ્મિત થયેલી અને ચંદ્રહાર, ઝાંઝર, બાજુબંધ તથા કંકણ વગેરે અલંકારોને ધારણ કરનારી તેઓની સ્ત્રીઓ પણ તુરતજ આકાશમાં ઉડી ગઈ અને પોતપોતાના સ્વામી પાસે જઈ ઉભી રહી.[૨૬] એ

વેળા અંતરિક્ષમાં વિચરનારા તપસ્વીઓની વાણી તે વિદ્યાધરોના સાંભળવામાં આવી કે; "અહો! પર્વત સરખા પ્રૌઢ દેહવાળો અને મોટા વેગવાળો આ પવનસુત હનુમાન દશરથનંદન રામચંદ્રને અર્થે તથા વાનરોને અર્થે, દુઃખે કરીને પણ ન ઉલ્લંઘી શકાય એવા સમુદ્રને ઉલ્લંઘી સામે પાર જવારૂપ દુષ્કર કર્મ કરવા તત્પર થયો છે."૨૭–૨૮

ગગનગામી તપસ્વીઓની આ વાણી સાંભળી વિદ્યાધરોએ સ્વસ્થ ચિત્તે નિહાળી જોયું તો મહેંદ્ર પર્વતના શિખરપર ઉભેલો અમાપ બળવાળો કપિવર હનુમાન તેઓની દૃષ્ટિએ પડયો.૨૯ એ સમયે અગ્નિ સરખી કાંતિવાળો હનુમાન પોતાનાં રોમને કંપાવતો અને મેઘની પેઠે ગર્જના કરતો હતો.૩૦ તેમજ ગરૂડ જેમ સર્પને હલાવે તેમ ચઢાવ–ઉતારના ક્રમથી વર્તુલ આકારવાળા તથા રોમથી વ્યાપ્ત એવા પોતાના પૂછડાને હલાવતો હતો.૩૧ પછી તેણે પોતાનું પૂછડું વાંકું વાળી મસ્તકપર ચઢાવ્યું. એ સમયે તે પૂછડું ગરૂડે પકડેલા એકાદા મોટા સર્પ જેવું જણાતું હતું.૩૨ કૂદવાની તૈયારી કરતા એ કપિકુંજરે પરિઘ સરખા પોતાના બન્ને બાહુને પર્વતના શિખર પર દૃઢ રીતે ગોઠવ્યા અને પછી કમરમાંથી વાંકા વળી બન્ને ચરણોને સંકોચી લીધા.૩૩ પોતાની ગ્રીવાને તથા બાહુઓને ખભા આગળથી સંકોચીને મહાપરાક્રમી એ કપિવરે પોતાના મનમાં શૌર્ય, તેજ અને વીર્યનો જુસ્સો આણ્યો.૩૪ ત્યાર પછી કપિશ્રેષ્ઠ હનુમાને કૂદવા માટે પોતાના ચરણોને પર્વતપર દૃઢ રીતે ઠેરવ્યા અને કર્ણને સંકુચિત કર્યા. પછી સઘળા પ્રાણબળને પોતાના હૃદયપ્રદેશમાં એકત્ર કરીને પોતાનો આગળનો માર્ગ તપાસી લીધો અને આકાશસામી નજર બાંધી.૩૫–૩૬ એ પ્રમાણે કૂદવાને તૈયાર થઇ કપિવર હનુમાને અંગદાદિ સર્વ વાનરોને કહ્યું કેઃ—

"હે અંગદાદિ વાનરો! વાયુના સરખા વેગવાળા રઘુવીરના બાણની પેઠે હવે હું રાવણે પાલન કરેલી લંકા નગરી પ્રત્યે જઈશ. ત્યાં જો જનકતનયા સીતાનાં દર્શન નહિ થાય તો હું ત્યાંથી આવાને આવાજ વેગથી સ્વર્ગ પ્રત્યે જઇશ અને ત્યાં પ્રયત્નથી સીતાની શોધ કરીશ. એટલું કરવા છતાં પણ જો સીતા દૃષ્ટિગોચર થશે નહિ, તો હું પુનઃ લંકામાં જઇ રાક્ષસોના રાજા રાવણને બાંધીને અહીં લાવીશ; કિંવા રાવણ સહિત આખી લંકા નગરીને ઉપાડીને અહીં લાવીશ. હે વાનરો! મારાથી બનશે ત્યાંસુધી તો હું કાર્યસિદ્ધ કરીનેજ સીતા સહિત પાછો આવીશ."

એ પ્રમાણે વાનરોને કહીને મહાવેગવાળો મારૂતસુત હનુમાન બીજો કાંઈ પણ વિચાર ન કરતાં "મારામાં ગરૂડના સરખું આકાશમાં ગતિ કરવાનું સામર્થ્ય છે" એમ ધારીને મહેંદ્ર પર્વતપરથી સડસડાટ કરતો ઉડયો.૩૮–૪૨ જે વેળા હનુમાને વેગથી ઉડ્ડાણ કર્યું તે વેળા મહેંદ્ર પર્વતપરનાં વૃક્ષો તેના સપાટાના વાયુને લીધે ઉખડીને તેની સાથે ઉડવા લાગ્યાં.૪૩ મહાવીર હનુમાન પણ મદમત્ત કોકિલા વગેરે પક્ષીઓવાળાં અને ખીલેલાં પુષ્પોથી શોભી રહેલાં એ વૃક્ષોને પોતાના ઉરૂ વેગના વાયુથી ઉરાડતો ઉરાડતો આકાશ માર્ગે ગતિ કરવા લાગ્યો.૪૪ જેમ લાંબા પ્રવાસે જતા પોતાના સંબંધીને તેના સંબંધીજનો કેટલેક સુધી વળાવવાને જાય છે, તેમ હનુમાનના સપાટાથી ઉડેલાં કેટલાંક ભારે વૃક્ષો મુહૂર્તભર તેની પાછળ ગયાં અને પછી જેમ ઈંદ્રના ભયથી પર્વતો સમુદ્રમાં પડે તેમ ટપોટપ સમુદ્રમાં પડવા લાગ્યાં. હનુમાનના ઉરૂના વેગથી ઉખડી ઉડેલાં સાળ વગેરે કેટલાંએક હલકાં વૃક્ષો સૈનિકો જેમ રાજાની પાછળ જાય તેમ ઘણીવાર સુધી હનુમાનની પાછળ ઉડયાં. અનેક પુષ્પિત વૃક્ષોથી વીંટાયેલો કપિવર હનુમાન એ સમયે પર્વત સરખા અદ્ભુત આકારવાળો દેખાતો હતો.૪૫-૪૮ મેઘ સરખા

વર્ણવાળો એ કપિવર હનુમાન એ વેળાએ નાના પ્રકારનાં પુષ્પો તથા નવાંકુરોથી છવાયેલો હોવાને લીધે આગીયાઓથી છવાયેલા પર્વત જેવો શોભતો હતો.[૪૯] જેમ સ્નેહીને થોડે સુધી વળાવીને તેનાં સ્નેહીજનો આંસુ ખેરવતાં પાછાં વળે છે, તેમ હનુમાનના વેગથી ઉડેલાં વૃક્ષો થોડેક સુધી તેની પાછળ જઇને પછી પુષ્પોરૂપી અશ્રુ ખેરવતાં સમુદ્ર જળમાં પડવા લાગ્યાં.[૫૦] અત્યંત હલકાં હોવાને લીધે હનુમાનના વેગથી ઉડેલાં કેટલાંક પુષ્પો ઘણે દૂર સુધી તેની પાછળ જઇને છેવટે સમુદ્રમાં પડયાં.[૫૧] એ વેળાએ નાના પ્રકારનાં રંગબેરંગી સુગંધયુક્ત પુષ્પોથી આચ્છાદિત થયેલો હનુમાન આકાશમાં વિજળીથી શોભતા મેઘ સરખો દેખાતો હતો.[૫૨] હનુમાનના વેગથી ઉડી પડેલાં પુષ્પોવડે છવાયેલું સમુદ્રનું જળ ઉદય પામેલાં નક્ષત્રોવડે છવાયેલા આકાશ સરખું શોભતું હતું.[૫૩] આકાશમાં ઉડતી વખતે પહોળા કરેલા હનુમાનના બે હાથ પર્વત શિખરમાંથી નીકળેલા પાંચ ફણાવાળા બે સર્પ જેવા દેખાતા હતા.[૫૪] જ્યારે હનુમાન ઉંચું મુખ કરી ઉડતો હતો ત્યારે જાણે આકાશ મંડળનો ગ્રાસ કરવા તત્પર થયો હોયની, એવો જણાતો હતો; અને નીચું મુખ કરી ઉડતો હતો ત્યારે જાણે મોટાં મોટાં મોજાં વાળા સમુદ્રના જળનું પાન કરવા ઇચ્છતો હોયની, એવો ભાસતો હતો.[૫૫]

વાયુમાર્ગમાં રહી ગતિ કરનારા હનુમાનનાં વિજળી જેવાં ચમકતાં બે નેત્રો, જાણે કોઈ પર્વતને વિશે ઉત્પન્ન થયેલાં બે અગ્નિ મંડળ હોય એવી રીતે શોભતાં હતાં.[૫૬] વાનરશ્રેષ્ઠ એ વાયુસુતનાં પીળાં વર્ણવાળાં બે વિશાળ નેત્રો જાણે બીજા ચંદ્ર–સૂર્યજ હોય એવાં પ્રકાશતાં હતાં.[૫૭] શૂરવીર હનુમાનનું લાલ નાસિકાવાળું લાલમુખ સંધ્યાકાળના સૂર્યમંડળ સરખું શોભતું હતું.[૫૮] ઉડતી વેળાએ ઉંચું રાખેલું વાયુસુત હનુમાનનું પૂછડું આકાશમાં ઉદય પામેલા ઈંદ્રધ્વજ જેવું શોભતું હતું.[૫૯] વળી વાંકું વળેલું એ પૂછડું શ્વેત દાઢોવાળા બુદ્ધિમાન હનુમાનની આસપાસ ગોળાકારે રહેલું હોવાથી એ પવનસુત પરિવેષમાં* આવેલા સાક્ષાત્ સૂર્ય સરખો પ્રકાશતો હતો.[૬૦] મહાકપિ હનુમાન પોતાના કટિપશ્ચાદ્ ભાગમાં અતિશય રક્તવર્ણવાળો હોવાથી, જાણે કોઇ પર્વતમાં ગેરૂની ખાંણ ખોદેલી હોય, એવો જણાતો હતો.[૬૧] સમુદ્રોલ્લંઘન કરતા એ કપિસિંહની બગલોમાં પ્રવેશતો વાયુ મેઘના સરખી ગર્જના કરતો હતો.[૬૨] ઉત્તરમાંથી દક્ષિણ તરફ ગતિ કરતો હનુમાન એ સમયે ઉત્તરમાંથી પ્રકટેલી મોટી ઉલ્કા જેવો જણાતો હતો.[૬૩] આકાશને વિશે ગતિ કરતા સૂર્ય સમાન જણાતા દીર્ઘ દેહવાળો એ હનુમાન વસ્ત્રવડે કમર કસેલી હોવાને લીધે, સાંકળવડે બાંધેલા મદોન્મત્ત હસ્તી સરખો શોભતો હતો.[૬૪] ઉંચે ઉડતા એ કપિવરના શરીરથી તથા નીચે સમુદ્ર જળમાં પડતાં તેનાં પ્રતિબિંબથી જાણે સમુદ્રને વિશે વાયુના વેગમાં આવેલી નૈકાજ ચાલી જતી હોય, એવો તે જણાતો હતો.[૬૫] એ કપિવર સમુદ્રપર જે જે સ્થળે જતો હતો, તે તે સર્વ સ્થળો તેના મહાન વેગને લીધે જાણે ઉન્માદયુક્ત થયાં હોય, એવાં જણાતાં હતાં.[૬૬] કપિવર હનુમાન એ સમયે પોતાના પર્વત સરખા કઠિન વક્ષ:સ્થળવડે સમુદ્રમાંના મોટા મોટા તરંગોને નિવારતો મહાવેગથી ઉડયાં જતો હતો.[૬૭] હનુમાનના વેગથી ઉત્પન્ન થયેલો તથા મેઘમંડળમાંથી નીકળેલો વાયુ ભયંકર ગર્જના કરનારા સમુદ્રને અત્યંત ખળભળાવવા લાગ્યો.[૬૮] ક્ષારસમુદ્રના મોટા તરંગોનું આકર્ષણ કરતો કપિસિંહ હનુમાન જાણે આકાશ અને પૃથ્વીને ચીરી નાખતો હોય એવા પ્રબળ વેગથી ઉડતો હતો.[૬૯]

* ગોળ મંડળ; સૂર્ય–ચંદ્રની આસપાસ થતું ગોળ કુંડાળું.

મેરૂ તથા મંદરાચળ સરખા સમુદ્રમાંના મોટા મોટા તરંગોને ઉલ્લંઘી ગતિ કરતો એ કપિ, જાણે તે સઘળા તરંગોની ગણના કરતો હોય, એવો જણાતો હતો.[૭૦] હનુમાનના વેગને લીધે ઉડેલું સમુદ્રનું જળ આકાશમાં મેઘમંડળની સાથે મળીને શરદૃઋતુનાં વાદળ સરખું શોભતું હતું.[૭૧] જેવી રીતે વસ્ત્ર ખેંચી લેવાથી મનુષ્યોનાં અંગ ઉઘાડાં દેખાય છે, તેવી રીતે હનુમાનના વેગથી સમુદ્રના જળનું આકર્ષણ થવાને લીધે તેમાંના મગરો, મત્સ્યો અને મોટાં મોટાં તિમિંગળ વગેરે જળચરો ઉઘાડાં દેખાતાં હતાં.[૭૨] સમુદ્રમાં વિચરનારા સર્પો તો આકાશમાં ઉડતા હનુમાનને સાક્ષાત્ ગરૂડ સમજીને ભય પામતા હતા.[૭૩] આકાશમાર્ગે ઉડતા હનુમાનની સમુદ્ર જળપર પડતી છાયા દશ યોજન પહોળી અને ત્રીશ યોજન લાંબી જણાતી હતી.[૭૪] ક્ષારસમુદ્રમાં પડેલી અને વાયુસુત હનુમાનની પાછળ ત્વરાથી ગતિ કરતી તેની છાયા શ્વેત મેઘ પંક્તિસરખી જણાતી હતી.[૭૫] કાંઇપણ આધાર વિનાના વાયુપથમાં ગતિ કરતો, મોટી કાયાવાળો અને અત્યંત તેજવાળો કપિવર હનુમાન એ સમયે પાંખોવાળા પર્વત જેવો શોભતો હતો.[૭૬] કપિવર હનુમાન જે જે માર્ગે ઉડતો હતો, તે તે માર્ગમાં વાદળો અથડાવાને લીધે તેમાંથી જળ પ્રવાહ પડતો હતો અને તેથી સમુદ્ર જળદ્રોણી સરખો જણાતો હતો.[૭૭] પક્ષીઓના માર્ગમાં ગરૂડની પેઠે ઉડતો હનુમાન પોતાના વેગથી વાયુની પેઠે વાદળોનું આકર્ષણ કરતો હતો. એ સમયે પીળાં, રાતાં, કાળાં તથા મજીઠીયા રંગનાં એ વાદળો પણ અત્યંત પ્રકાશતાં હતા.[૭૮-૭૯] આકાશમાં ગતિ કરતો શૂરવીર હનુમાન જ્યારે વાદળોની ઘટામાં પ્રવેશ કરતો ત્યારે નજરે પડતો ન હતો પણ થોડીવારે તેમાંથી બહાર નીકળતો ત્યારે દૃશ્યમાન થતો હતો; તેથી જાણે આકાશમાં ગતિ કરતો ચંદ્રજ હોય, એવું જણાતું હતું.[૮૦]

એ પ્રમાણે અત્યંત વેગથી ગતિ કરતા કપિવર હનુમાનપર દેવ, દાનવ અને ગંધર્વાદિકો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.[૮૧] રામચંદ્રનું કાર્ય સિદ્ધ કરવા માટે આકાશમાં ઉડતા હનુમાનને એ વેળા સુર્ય તપાવતો ન હતો. વળી તેનો શ્રમ નિવૃત્ત કરવા સારૂ વાયુ પણ મંદ મંદ વાતો હતો.[૮૨] ઋષિઓ તેની સ્તુતિ કરતા હતા અને દેવો તથા ગંધર્વો તેની પ્રશંસા કરી તેના ગુણ ગાતા હતા.[૮૩] નાગ લોકો તથા અસુરો પણ અનાયાસે એકાએક ઉડી રહેલા કપિવર હનુમાનને જોઇ તેનું યશોગાન કરતા હતા.[૮૪]

વાનરોમાં સિંહ સરખો હનુમાન ઇક્ષ્વાકુકુળોત્પન્ન રામચંદ્રના કાર્ય માટે આકાશમાં ઉડતો હતો; એ સમયે પોતાની વૃદ્ધિ કરનારા ઇક્ષ્વાકુકુળનો સત્કાર કરવાની ઇચ્છાથી સમુદ્રે વિચાર્યું કે;*[૮૫] "જો હું આકાશમાર્ગે ઉડતા હનુમાનને કાંઈ પણ સહાય નહિ કરૂં, તો વાણીથી બોલી શકનારાં સર્વ પ્રાણીઓ મને ધિક્કારશે.[૮૬] મને ઇક્ષ્વાકુવંશના સગર રાજાએ વૃદ્ધિ પમાડેલો છે. આ હનુમાન પણ તેજ વંશમાં જન્મેલા રામચંદ્રનો દૂત છે; માટે મારે એને શ્રમિત થવા દેવો જોઇએ નહિ.[૮૭] આ સમયે હનુમાનને જેવી રીતે વિશ્રામ મળે તેવી રીતે મારે કરવું જોઇએ. હું થોડીકવાર એને વિશ્રાંતિ આપીશ, એટલે થાક ઉતર્યા પછી તે મારા બાકીના ભાગને સત્વર ઉલ્લંઘી જશે."[૮૮] એવો ઉત્તમ વિચાર કરી મહાત્મા સમુદ્રે પોતાના જળને વિશે ઢંકાઇ રહેલા સુવર્ણમય મૈનાકપર્વતને કહ્યું કે; [૮૯] "હે પર્વતશ્રેષ્ઠ! પાતાળમાં વસનારા અસુરો કે જેઓ પ્રસિદ્ધ પરાક્રમવાળા અને પુનઃ પણ બહાર નીકળી આવવાની ઇચ્છાવાળા છે, તેઓનો રોધ કરવા અર્થે દેવોના રાજા ઇંદ્રે તને અહીંયાં પરિઘની

* ઇક્ષ્વાકુવંશના સગર રાજાના સાઠ હજાર પુત્રોએ અશ્વશોધન કરતી વેળા પૃથ્વી ખોદીને સમુદ્રને વધાર્યો હતો.

પેઠે સ્થાપિત કરેલો છે અને તેથી તું મારા જળને વિશે આવેલા પાતાળના મહાન દ્વારને રોકીને રહેલો છે.૯૦-૯૧ હે મૈનાક! તારામાં ચોતરફ વધવાની શક્તિ છે; એટલા માટે હે ગિરિવર! હું તને પ્રેરણા કરૂં છું. જો, આ ભયંકર કર્મ કરનારો કપિવર હનુમાન રામચંદ્રનું કાર્ય કરવા અર્થે આકાશમાર્ગે ઉડીને લંકા તરફ જાય છે અને તે લગભગ તારી ઉપર આવી પહોંચ્યો છે, માટે તેને વિશ્રામ આપવા અર્થે તું સત્વર ઉભો થા; અર્થાત્ તું ઉંચો વધ કે જેથી એ કપિવર થોડીકવાર તારાપર વિશ્રાન્તિ કરે."૯૨-૯૩

ક્ષારસમુદ્રનું વચન સાંભળીને મોટાં મોટાં વૃક્ષો તથા લતાઓથી વ્યાપ્ત એવો સુવર્ણમય મૈનાકપર્વત તુરતજ ઉભો થયો અને જેમ દેદીપ્યમાન કિરણોવાળો સૂર્ય વાદળોને ભેદીને બહાર નીકળે તેમ સમુદ્રજળને ભેદી બહાર નીકળી અત્યંત ઉંચો વધ્યો.૯૪-૯૫ સમુદ્રની આજ્ઞાથી મહાત્મા મૈનાકપર્વતે એક મુહૂર્તમાત્રમાં ઉંચા વધીને પોતાનાં શિખરોને પાણીની ઉપર પ્રકટ કર્યાં.૯૬ એ વેળા કિન્નરો તથા મોટા સર્પોએ સેવેલાં, સૂર્યસમાન પ્રકાશિત અને જાણે આકાશને અડકી રહ્યાં હોય એવાં જણાતાં મૈનાકનાં સુવર્ણમય શિખરોવડે શસ્ત્ર સરખું શ્યામવર્ણું આકાશ સુવર્ણની પેઠે ઝગહળી ઉઠયું.૯૭-૯૮ અત્યંત કાંતિવાળાં તથા ઝગહળી રહેલાં પોતાનાં સુવર્ણમય શિખરોવડે એ મૈનાક પર્વત પણ સેંકડો સૂર્ય સરખો પ્રકાશવા લાગ્યો.૯૯

મૈનાક પર્વતને એકાએક ઉંચો વધી પોતાના માર્ગની આડે આવેલો જોઇને મહાવીર હનુમાને વિચાર્યું કે; "નિશ્ચય, મને આ કોઈ વિઘ્ન પ્રાપ્ત થયું છે."૧૦૦ આવો વિચાર કરીને મહાવેગવાળા કપિવર હનુમાને વાયુ જેમ વાદળને ઘસડી પાડે; અર્થાત્ વાયુ જેમ વાદળને નીચે ઉતારી નાખે, તેમ પોતાના વક્ષઃસ્થળના આઘાતવડે ઉંચા વધેલા એ મૈનાક પર્વતના શિખરને તોડી પાડયું.૧૦૧ હનુમાને જ્યારે પોતાના દૃઢ શિખરને તોડી પાડયું ત્યારે તેનો એવો મહાન્ વેગ જોઇને એ મૈનાક પર્વત અત્યંત હર્ષિત થયો અને ગર્જના કરવા લાગ્યો.૧૦૨ પછી ઉંચો વધેલો અને હનુમાનનું બળ જોઇને અત્યંત પ્રસન્ન થયેલો મૈનાક પર્વત મનુષ્યરૂપ ધરીને પોતાના શિખર પર ઉભો રહ્યો અને આકાશમાર્ગે ગમન કરતા વીર કપિવરને કહેવા લાગ્યો કે; "હે વાનરોત્તમ! તેં આ મોટું દુષ્કર કર્મ આદર્યું છે.૧૦૩-૧૦૪ હે વીર! તું મારા શિખરપર ઉતર અને લગાર વિશ્રાન્તિ લઇને પછી સુખેથી આગળ વધ. હે હનુમાન! તું જાણતોજ હોઈશ કે આ સમુદ્રને રઘુવંશી સગરપુત્રોએ વૃદ્ધિ પમાડેલો છે, તેથી રઘુવંશી રામચંદ્રના કાર્યમાં પ્રવૃત્ત થયેલા એવા તું કપિનો સત્કાર કરવા તે ઈચ્છે છે. કોઇએ ઉપકાર કર્યો હોય, તેનો પ્રત્યુપકાર કરવો એ સનાતન ધર્મ છે. ૧૦૫-૧૦૬ હે હનુમાન! રઘુવંશના રાજાઓએ કરેલા ઉપકારનો પ્રત્યુપકાર કરવાની ઈચ્છા રાખતો આ સમુદ્ર આજે તારાથી સન્માન પામવા યોગ્ય છે. તને વિશ્રાન્તિ આપવા અર્થે સમુદ્રે મને બહુ માનપૂર્વક પ્રેરણા કરી કહ્યું છે કે; ૧૦૭ "આ કપિવર હનુમાન સો યોજન સુધી આકાશમાં ઉડવાને પ્રવૃત્ત થયો છે, માટે હે મૈનાક! તું ઉંચો વધી તારા શિખરોપર તેને વિશ્રાંતિ લેવા દે; એટલે પછી તે બાકીનો ભાગ સુખેથી ઉલ્લંઘી જશે;" એ પ્રમાણે સમુદ્રે કહેલું હોવાથી હે કપિશાર્દૂલ! તું મારાપર બેસી વિશ્રાંતિ લે અને પછી આગળ વધ. હે કપિશ્રેષ્ઠ! મારાપર સુગંધવાળાં અને સ્વાદિષ્ટ એવાં ઘણાં કંદ-મૂળ તથા ફળો છે, તેનું ભોજન કરી સુખેથી તું આગળ જજે.

હે કપિઓમાં અગ્રણી હનુમાન! તારી સાથેનો અમારો સંબંધ ત્રણે લોકને વિશે પ્રખ્યાત અને મહાગુણયુક્ત છે.૧૦૮-૧૧૦ હે વાયુસુત! આકાશમાં વેગથી ગતિ કરનારાં સર્વ પ્રાણી-

હનુમાનના વેગથી એ અરિષ્ટ પર્વત એકાએક પૃથ્વીમાં પેસી ગયો, તેનાં શિખરો તથા વૃક્ષો કંપાયમાન થઇ પૃથ્વીપર પડી ગયાં અને તેમાં વસતાં પ્રાણીઓ ત્રાસ પામ્યાં.[૩૭-૪૩] હનુમાનના ઉરૂવેગથી ઉખડેલાં પુષ્પયુક્ત વૃક્ષો જાણે ઇંદ્રના વજ્રથી કપાઇ ગયાં હોય, એમ ટપોટપ પૃથ્વીપર પડવા લાગ્યાં.[૪૪] ગુફાઓમાં વસતા મહા બળવાળા સિંહો પીડિત થઈને ગગનભેદી ગર્જના કરવા લાગ્યા.[૪૫] ત્યાં ક્રીડા કરતી વિદ્યાધરીઓ ભયને લીધે આકુળ-વ્યાકુળ થઇ ગઇ. તેમનાં વસ્ત્ર ખસી ગયાં અને આભૂષણોનું ઠેકાણું રહ્યું નહિ. તેઓ એવીને એવી સ્થિતિમાં એકદમ આકાશ તરફ ઉડી ગઈ.[૪૬] અત્યંત લાંબા દેહવાળા, બળવાન અને દેદીપ્યમાન જિહ્વાવાળા મોટા સર્પો માથાં તથા ગરદન ચગદાવાથી તરફડવા લાગ્યા.[૪૭] કિન્નરો, ઉરગો, ગંધર્વો, યક્ષો, અને વિદ્યાધરો પણ પૃથ્વીમાં પેસી જતા એ પર્વતનો ત્યાગ કરીને આકાશમાં ઉડી ગયા.[૪૮] અનેક વૃક્ષો અને શિખરોથી શોભતો એ અરિષ્ટ પર્વત કે જે દશ યોજનના વિસ્તાર-વાળો તથા ત્રીશ યોજનની ઉંચાઈવાળો હતો તે મહાબળવાન હનુમાનના ભારથી દબાઇને પૃથ્વીમાં પેસી ગયો.[૪૯-૫૦]

જેના તરંગો વારંવાર કિનારા સાથે અથડાયા કરે છે એવા ક્ષારસમુદ્રનું ઉલ્લંઘન કરવા માટે કપિવર હનુમાન તુરતજ આકાશ તરફ કૂદ્યો.[૫૧]

स लिलङ्घयिषुर्भीमं सागरं लवणार्णवम् ।
कल्लोलास्फालवेलान्तमुत्पपात नभो हरिः॥५१॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં છપ્પનમો સર્ગ સંપૂર્ણ. ૫૬

---

## सर्ग ५७ मो.

### સમુદ્રોલ્લંઘન અને વાનરમિલાપ.

आप्लुत्य च महावेगः पक्षवानिव पर्वतः ।
भुजङ्गयक्षगन्धर्वप्रबुद्धकमलोत्पलम् ॥१॥

અતિ વેગભર આકાશ તરફ કૂદયા પછી જાણે પાંખોવાળો પર્વતજ હોય એમ કપિવર હનુમાન ગગનરૂપી સાગરમાં ગતિ કરવા લાગ્યો. એ ગગનસાગરમાં યક્ષ, ભુજંગ અને ગંધર્વરૂપી પ્રફુલ્લિત કમળો હતાં; ચંદ્રરૂપી પોયણું, સૂર્યરૂપી કારંડવ પક્ષી અને પુષ્ય તથા શ્રવણ નક્ષત્રરૂપી કાદંબ પક્ષીઓ હતાં; વાદળરૂપી શેવાળ અને ઘાસ હતાં; પુનર્વસુ નક્ષત્રરૂપી મરેલાં મસ્ત્ય, મંગળ ગ્રહરૂપી મગરમચ્છ, ઐરાવત હસ્તીરૂપી મોટો દ્વીપ અને સ્વાતી નક્ષત્રરૂપી હંસ હતા; તેમાં વંટોળીયારૂપી તરંગો ઉઠતા હતા અને ચંદ્ર કિરણોરૂપી શીતળ જળ ભરેલું હતું.[૧-૪]

અદ્ધર ઉડતો હનુમાન જાણે આકાશનો ગ્રાસ કરતો હોય, ચંદ્રમાને અંકિત કરવા ઇચ્છતો હોય તથા નક્ષત્રો અને સૂર્ય સહિત આખા ગગનમંડળને બાથમાં લેવા ધારતો હોય એમ જરાપણ થાકયા વિના અપાર સમુદ્રને તરતો હતો. આકાશમાં પ્રકાશતાં ધોળાં, રાતાં, કાળાં અને મજીઠીયા રંગનાં વાદળો હનુમાનના વેગથી ખેંચાઈ જતાં હતાં.[૫-૭] કપિવર હનુમાન ચંદ્રની પેઠે ક્ષણવારમાં વાદળની ઘટામાં પ્રવેશતો હતો અને ક્ષણવારમાં બહાર નીકળતો હતો.[૮] શ્વેત વસ્ત્ર પહેરેલો હનુમાન વિવિધ પ્રકારનાં વાદળોમાં ગતિ કરતો હતો એ વેળા આકાશને વિશે ક્ષણમાં ગુપ્ત થતા અને ક્ષણમાં પ્રકટ થતા ચંદ્ર સરખો શોભતો હતો.[૯] વારંવાર વાદળોને ચીરીને બહાર નીકળતો કપિવર હનુમાન ગરૂડના જેવા વેગથી ઉડતો હતો;[૧૦] અને મેઘ સરખી ગંભીર ગર્જના કરતો હતો. રાવણના મુખ્ય રાક્ષસોને હણીને, પોતાનું નામ પ્રખ્યાત કરીને, રાવણ સહિત આખી લંકાને આકુળ વ્યાકુળ બનાવીને, રાક્ષસોની સેનાનો સંહાર વાળીને અને સીતાને પ્રણામ કરીને આકાશમાર્ગે ઉડેલો કપિવર હનુમાન સમુદ્રના મધ્યભાગે આવી પહોંચ્યો. ત્યાં પોતાને વિશ્રામ આપવાને ઉભા થયેલા મૈનાકપર્વતને

પોતાના હાથવડે સ્પર્શ કરીને ધનુષ્યમાંથી છૂટેલા તીરની પેઠે વેગથી આગળ ચાલ્યો. થોડીકવારમાં મેઘમંડળ જેવો મહેંદ્રપર્વત તેની દૃષ્ટિએ પડયો.[૧૧-૧૪] મહેંદ્રપર્વતને જોતાંજ મહાકપિ હનુમાને મોટી ગર્જના કરી દશે દિશાઓ ગજવી મૂકી.[૧૫] પોતાના સુહૃદ્વર્ગનાં દર્શનની ઈચ્છાવાળો હનુમાન ઉપરા ઉપરી ગર્જના કરતો અને પુચ્છ કંપાવતો ઉતાવળે ત્યાં આવી પહોંચ્યો.[૧૬] આકાશમાર્ગે ગમન કરતા હનુમાનની ગર્જનાથી જાણે સૂર્યમંડળ સહિત આખું આકાશ ફાટી જતું હોય એમ લાગતું હતું.

શૂરવીર અને મહાન્ બળવાળા અંગદ વગેરે વાનરો કે જેઓ હનુમાનના આગમનની વાટ જોતા સમુદ્ર તટપર બેસી રહ્યા હતા તેઓએ વાયુથી અથડાયેલા મેઘની ગર્જના જેવો હનુમાનના ઉરૂનો સુસવાટ સાંભળ્યો.[૧૭-૧૯] થોડીકવાર પછી હનુમાનની મેઘ સરખી ગર્જનાઓ સાંભળીને સર્વ વાનરો પોતાના સુહૃદનું દર્શન કરવાને ઘણાજ ઉત્કંઠિત થઇ લાંબી નજરે જોવા લાગ્યા. [૨૦-૨૧] એ સમયે અત્યંત હર્ષિત થયેલા વૃદ્ધ જાંબવાને સર્વ વાનરોને સંબોધીને કહ્યું કે;[૨૨] "હે વાનરો! આપણુ સૌનું કાર્ય સિ કરીને એ હનુમાનજ આવે છે. એમાં લેશ પણ સંશય રાખવા જેવું નથી. જો કાર્ય કર્યા વિના આવતો હોય તો તે કદી પણ આવી ગર્જના કરે નહિ."[૨૩]

મહાત્મા હનુમાનના બાહુ તથા સાથળોનો સુસવાટ અને તેની ગર્જના સાંભળીને અત્યંત હર્ષિત થયેલા સર્વ વાનરો આમતેમ કૂદવા લાગ્યા;[૨૪] અને હનુમાનનાં દર્શન કરવાની ઈચ્છાથી મહેંદ્રપર્વતના ઉંચામાં ઉંચાં શિખરો પર ચઢયા.[૨૫] ત્યાં ચઢયા પછી પડી જવાનો ભય ન રહે એટલા માટે વૃક્ષોની શાખાઓ પકડીને તે ઉભા રહ્યા; અને હનુમાનને નિશાની દેખાડવા માટે પોતાનાં શ્વેત વસ્ત્રો હલાવવા લાગ્યા.[૨૬] પર્વતની ગુફામાં રહેલો વાયુ જેમ ગર્જના કરે તેમ ગર્જના કરતો હનુમાન મહેંદ્રપર્વત ભણી આવતો હતો.[૨૭] મેઘ સરખા પ્રૌઢ દેહવાળો હનુમાન જ્યારે છેક નજીકમાં આવી પહોંચ્યો ત્યારે સર્વ વાનરો હાથ જોડીને ઉભા રહ્યા;[૨૮] ત્યારપછી હર્ષમાં આવેલો મહા બળવાન્ કપિવર હનુમાન અનેક વૃક્ષોથી વ્યાપ્ત અને સુંદર ઝરણાંવાળા મહેંદ્ર-પર્વતના શિખરપર કપાયેલી પાંખોવાળા પર્વતની પેઠે એકદમ ઉતરી પડયો.[૨૯-૩૦] હનુમાનને જોઇ અત્યંત પ્રસન્ન થયેલા સર્વે વાનરો તેની પાસે ગયા અને તેને વીંટીને ઉભા રહ્યા.[૩૧] કેટલાક કપિઓ તો પ્રસન્ન વદને ફળ-મૂળાદિકની ભેટ લાવીને વાયુપુત્ર હનુમાનનો સત્કાર કરવા લાગ્યા.[૩૩] કેટલાક વાનરો કીકીયારી કરવા લાગ્યા અને કેટલાક વાનરો હનુમાનને બેસવા માટે વૃક્ષની શાખાઓ લઇ આવ્યા.[૩૪]

મહેંદ્રપર્વતપર ઉતર્યાપછી હનુમાને જાંબવાન વગેરે વૃદ્ધ કપિઓને અને યુવરાજ અંગદને પ્રણામ કર્યા.[૩૫] ત્યારે જાંબવાન વગેરે વાનરોએ તથા યુવરાજ અંગદે તેને ઘણુંજ માન આપ્યું. પછી મહાપરાક્રમી હનુમાન :"મને સીતાનાં દર્શન થયાં છે" એટલો ટૂંકો સમાચાર કહીને, યુવરાજ અંગદનો હસ્ત ગ્રહણ કરી મહેંદ્રપર્વતના રમ્ય વનપ્રદેશમાં બેઠો.[૩૬-૩૭] પછી સર્વ વાનરોએ સીતાના સમાચાર પૂછયા ત્યારે તેણે કહ્યું કે, "હે વાનરો! લંકા નગરીમાં આવેલી અશોક વાટિકામાં મેં સીતાને જોયાં છે. ભયંકર રૂપવાળી રાક્ષસીઓ તેની ચોકી કરે છે, પોતાના પતિ રામચંદ્રના દર્શનની ઈચ્છાથી તેણે મસ્તકપર એક વેણી ધારણ કરી છે અને ઉપવાસ કરવાથી તે કૃશ, મલિન તથા દીન થઇ ગયાં છે."

"મેં સીતાને જોયાં છે" એવું હનુ-માનનું અમૃતસરખું વચન સાંભળીને સર્વ કપિઓ અત્યંત હર્ષમાં આવી ગયા. કેટલાક વૃષભના જેવો નાદ કરવા લાગ્યા, કેટલાક

કિકિયારીયો કરવા લાગ્યા, કેટલાક પોતાનાં પૂછડાં ઉંચાં કરીને તથા તેને વાંકા—ચુકાં વાળીને હલાવવા લાગ્યા; અને કેટલાક પર્વત શિખર પર કૂદી કૂદીને હનુમાનને આવી અડકવા લાગ્યા.

પછી સર્વ વાનરસમાજના સાંભળતાં યુવરાજ અંગદે કપિશ્રેષ્ઠ હનુમાન પ્રત્યે મધુરવાણીથી કહ્યું કે, “હે વાનરવર! બળ અને પરાક્રમમાં ત્હારા સરખો બીજો કોઈ નથી;[૩૮-૪૫] કેમકે આ મોટો સમુદ્ર ઓળંગીને તું પાછો આવી શક્યો છે. હે વાનરોત્તમ! અમ સૌનો જિવિતદાતા તુંજ છે.[૪૬] હે વાયુસુત! ત્હારી કૃપાથીજ કાર્યસિદ્ધિ કરીને હવે અમે રામચંદ્રને મળવા પામીશું. અહો! ધન્ય છે ત્હારી સ્વામીભક્તિને! ધન્ય છે ત્હારા પરાક્રમને! અને ધન્ય છે ત્હારા ધૈર્યને![૪૭] અહો! યશસ્વિની રામપત્ની સીતાનાં તું દર્શન પામ્યો એ ઘણું રૂડું થયું! હવે રામચંદ્ર સીતાવિયોગના શોકનો ત્યાગ કરશે એ પણ બહુ રૂડું થશે.”[૪૮]

ત્યાર પછી અતિશય હર્ષિત થયેલા સર્વે વાનરો હનુમાને કરેલું સમુદ્રોલ્લંઘન વગેરેની વાત સાંભળવા માટે યુવરાજ અંગદને, હનુમાનને અને જાંબવાનને વીંટીને, તથા નમ્રતાથી હાથ જોડીને હનુમાનના મુખ સામું નિરખતા જૂદી જૂદી વિશાળ શિલાઓ ઉપર બેઠા.[૪૯-૫૧]

જેમ સ્વર્ગમાં દેવરાજ ઈંદ્ર દેવતાઓથી વીંટાઈને બેસે તેમ યુવરાજ અંગદ ઘણા વાનરોથી વીંટાઇને બેઠો.[૫૨] ઉજ્વળ કીર્તિવાળો હનુમાન અને બાજુબંધને ધારણ કરનારો યશસ્વી અંગદ એ બન્નેજણા વાનર સમાજ સહિત જ્યારે મહેંદ્ર પર્વતના ઉંચા શિખરપર બેઠા ત્યારે તે ઉત્તમ શિખર અત્યંત શોભવા લાગ્યું.[૫૩]

हनूमता कीर्तियुता यशस्विना तथाङ्गदेनाङ्गदनद्ध बाहुना। मुदाध्यासितमुन्नतं महन्महीधराग्रं ज्वलितं श्रियाऽभवत् ॥५३॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં સત્તાવનમો સર્ગ સંપૂર્ણ. ૪૭

---

## सर्ग ५८ मो.

### મહેન્દ્ર પર્વત પર વાનરોની સભા—હનુમાને કહેલું સીતાશોધનું વૃતાંત.

ततस्तस्य गिरेः शृङ्गं महेन्द्रस्य महाबलाः। हनुमत्प्रमुखाः प्रीतिं हरयो जग्मुरुत्तमाम् ॥१॥

મહેંદ્ર પર્વતના શિખરપર હનુમાનને વીંટાઇને બેઠેલા મહાબળવાન્ વાનરો અત્યંત આનંદ પામ્યા.[૧] સઘળા વાનરો આનંદભેર બેઠા પછી હર્ષિત થયેલો વૃદ્ધ જાંબવાન હનુમાનને અત્યંત પ્રીતિપૂર્વક સર્વ વૃત્તાંત પૂછવા લાગ્યો.

જાંબવાન પૂછે છેઃ “હે હનુમાન! તેં સતી સીતાને શી રીતે દીઠાં, તે ત્યાં શું કરે છે,[૨-૩] ક્રૂર કર્મ કરનારો રાવણ તેના પ્રત્યે કેવું વર્તન રાખે છે, તેં સીતાની શોધ શી રીતે કરી, અને તેણે તને શું કહ્યું? એ સઘળું અમને યથાર્થ રીતે કહે. ત્હારૂં સમગ્ર વૃત્તાંત સાંભળ્યા પછી આપણે હવે શું કરવું? એ સંબંધે વિચાર કરીશું.[૪-૫] હે કપિવર! અહીંથી પાછા જઈને આપણે રામચંદ્રને જે વાત કહેવાની હોય તે તથા જે ન કહેવાની હોય તે સઘળું તું અમને કહે.”[૬]

જાંબવાનનાં વચન સાંભળી હનુમાન રોમાંચિત થયો અને તેણે પોતાના મનવડે સતી સીતાને નમન કરીને પોતાનું વૃતાંત કહેવા માંડયું. તે બોલ્યો કે,[૭] “હે મહાત્મા વાનરો! આપ સર્વની સમક્ષમાંજ હું સમુદ્રની સામીપાર જવા માટે આ મહેંદ્ર પર્વતપરથી ઉડયો હતો.[૮] કેટલેક દૂર જવાપછી એક ભયંકર વિઘ્ન આવ્યું, તે એ કે મ્હારા માર્ગની વચ્ચે મનને હરણ કરે એવું એક સુવર્ણમય દિવ્ય શિખર મારા જોવામાં આવ્યું.[૯] મારો માર્ગ રોકયો હતો તેથી મને લાગ્યું કે

"રાક્ષસોની પ્રેરણાથી આ કોઈ મને વિઘ્ન કરવાનેજ ઉભું હશે." પછી તેની પાસે જઇને મેં નિશ્ચય કર્યો કે મારે એને ભાંગી નાખવું. તુરતજ મેં મારા પૂછડાનો તેનાપર એવો તો સખ્ત પ્રહાર કર્યો કે જેથી સૂર્ય સરખું તેજસ્વી એ દિવ્ય શિખર ભાંગીને ચૂરેચૂરા થઇ ગયું. મારૂં પરાક્રમ જોઇને એ પર્વતે મનને આનંદ આપે એવી વાણીથી મને કહ્યું કે; "હે પુત્ર! હું તારા પિતા વાયુનો મિત્ર હોવાથી તારો કાકો થાઉં છું.[૧૦-૧૩] મારૂં નામ 'મૈનાક' છે અને હું આ સમુદ્રમાંજ રહું છું. હે તાત! પૂર્વે જ્યારે પર્વતોને પાંખો હતી[૧૪] ત્યારે તેઓ પોતાની ઇચ્છામાં આવે તેમ સર્વત્ર ઉડીને પૃથ્વીને પીડા કરતા હતા. તે જોઈ 'પાક' નામના દૈત્યને હણનારા દેવરાજ ઇંદ્રે પોતાના વજ્રવડે સઘળા પર્વતોની પાંખો કાપવા માંડી. હે વત્સ! એ સમયે તારા પિતા મહાત્મા વાયુદેવે મને આ સમુદ્રમાં નાખીને ઇંદ્રના ભયમાંથી મુક્ત કર્યો. આમ હોવાથી મારે તને સહાય કરવીજ જોઇએ. વળી હે શત્રુદમન! શ્રીમાન રામચંદ્ર કે જે ધર્મધારીઓમાં શ્રેષ્ઠ અને ઇંદ્ર સરખા પરાક્રમી છે તેમના કાર્યમાં પણ મારે સહાય કરવી જોઇએ, તેથી તું મારાપર વિશ્રામ કર."

"હે વાનરો! મહાત્મા મૈનાક પર્વતનું વચન સાંભળીને મેં તેને મારા કાર્યનું સઘળું વૃત્તાંત કહી સંભળાવ્યું અને આગળ જવાની ઉત્કંઠાથી મેં તેની આજ્ઞા માંગી.[૧૫-૧૯] મનુષ્ય-રૂપધારી મૈનાક પર્વત પણ મને આજ્ઞા આપીને સમુદ્રમાંજ અંતર્હિત થયો.[૨૦] ત્યાર પછી હું અતિ ઉતાવળે આગળ જવા લાગ્યો. ઘણીવાર સુધી વેગપૂર્વક ગમન કરતાં હું જ્યારે સમુદ્રના મધ્ય ભાગમાં પહોંચ્યો ત્યારે મધ્ય સમુદ્રમાં વસનારી નાગમાતા સુરસા મારા જોવામાં આવી. તેણે સામે આવીને મને કહ્યું કે;[૨૧-૨૨] "હે કપિસત્તમ! દેવતાઓએ તને મારૂં ભક્ષ્ય કલ્પેલો છે; માટે હું તારૂં ભક્ષણ કરીશ. ચાલ, મારા મોંમાં પેસ."[૨૩] સુરસાનું વચન સાંભળીને મારૂં મુખ ઉતરી ગયું. હું તેની આગળ હાથ જોડીને ઉભો રહ્યો અને નમ્રતાથી કહ્યું કે;[૨૪] "હે સુરસા! મહારાજા દશરથના પુત્ર રામચંદ્રે પોતાનાં પત્ની સીતા તથા ભ્રાતા લક્ષ્મણની સાથે દંડકારણ્યમાં આવીને વાસ કર્યો હતો.[૨૫] એ વેળા દુરાત્મા રાવણ તેમનાં પત્ની સીતાનું હરણ કરી ગયો છે. શ્રીમાન્ રામચંદ્રની આજ્ઞા થવાથી હું તેમના દૂત તરીકે તેમનાં પત્ની સીતાની પાસે જાઉં છું.[૨૬] હે નાગમાતા! રામચંદ્રના કાર્યમાં તારે બને તેટલી સહાય કરવી ઘટે છે. હે સુરસા! જો તને આમ રૂચતું ન હોય તો હું તને પ્રતિજ્ઞાપૂર્વક સત્ય કહું છું કે સીતાને મળી આવી રામચંદ્રને તેના સઘળા સમાચાર નિવેદન કરી હું પાછો આવીશ અને તારા મુખમાં પ્રવેશ કરીશ."

"હે વાનરો! મારાં ઉપર્યુક્ત વચન સાંભળીને ઇચ્છિત રૂપ ધારણ કરનારી સુરસાએ મને કહ્યું કે; "હે વાનર! મારી આગળ આવેલું કોઈ પણ પ્રાણી જીવતું જાયજ નહિ એવું મને દેવતાઓનું વરદાન મળેલું છે; માટે હું તો તને ખાઈજ જઇશ." સુરસાનું વચન સાંભળીને મેં મારા દેહને દશ યોજન જેટલો મોટો કર્યો. એ જોઇ સુરસાએ મને ગળવા માટે મારા દેહ કરતાં પણ પોતાનું મુખ વધુ પહોળું કર્યું; એટલે હું તુરતજ અંગુઠા જેવડું સૂક્ષ્મ રૂપ ધરીને તેના મુખમાં પેસી એકદમ પાછો બહાર નીકળી આવ્યો. એ જોઈ સુરસાએ પોતાનું મૂળ રૂપ ધારણ કરીને મને કહ્યું કે,[૨૭-૩૨] "હે વાનરશ્રેષ્ઠ! હવે તું તું તારૂં કાર્ય સિદ્ધ કરવા માટે સુખેથી જા અને સત્વર રામચંદ્રની સાથે સીતાનો મેળાપ કરાવ.[૩૩] હે વાનર! હું તારાપર પ્રસન્ન થઈ છું. તું સુખી થા."

"એ સમયે સર્વ ભૂત-પ્રાણીઓએ "બહુ સારૂં થયું, બહુ સારૂં થયું," એમ કહી મારી પ્રશંસા કરી.[૩૪] પછી હું ગરૂડની પેઠે પુનઃ

આકાશમાં ગમન કરવા લાગ્યો. થોડુંક ચાલ્યો હોઈશ એટલામાં તો કોઈએ મારી છાયા પકડીને મને અટકાવ્યો.[૩૫] એકાએક મારી ગતિ અટકી પડી તેથી હું ચોતરફ જોવા લાગ્યો; પરંતુ મારી ગતિને અટકાવનાર કોઈ પણ મારી દૃષ્ટિએ પડયું નહિ.[૩૬] પછી મને વિચાર થઇ આવ્યો કે, "અરે, અત્રે કાંઈપણ રૂપ જણાતું નથી, છતાં મારા વેગને અટકાવનારૂં આ તે કેવું વિઘ્ન!"[૩૭] એમ વિચાર કરતાં જ્યારે મારી દૃષ્ટિ નીચી પડી ત્યારે ત્યાં સમુદ્રજળમાં સૂતેલી ભયંકર આકારવાળી એક રાક્ષસી મારા જોવામાં આવી.[૩૮] મને જોઇને એ રાક્ષસીએ ખડખડાટ હાસ્ય કર્યું; અને નિર્ભયપણે સ્તબ્ધ થઈ ઉભેલા મને કઠોર વચન કહ્યું કે;[૩૯] "હે મોટી કાયાવાળા! હું કે જે ઘણીજ ક્ષુધાતુર હોવાથી તારો ભક્ષ કરવા ઈચ્છું છું તેની આગળથી હવે તું ક્યાં જવાનો છે? ઘણા કાળથી ક્ષુધાપીડિત થઇ રહેલ મારા દેહને તું આજે તૃપ્ત કર."[૪૦]

"છાયાગ્રાહી રાક્ષસીનું વચન સાંભળી બહુ સારૂં, હું એમજ કરીશ" એમ કહીને મેં તેનું વચન સ્વીકાર્યું અને જોત જોતામાં તેનું મોં જેટલું પહોળું હતું તેના કરતાં મેં મારૂં શરીર ઘણુંજ મોટું કર્યું.[૪૧] એ રાક્ષસી પણ મને ગળવા માટે પોતાનું મુખ વધારેને વધારે પહોળું કરવા લાગી; પરંતુ હું ઇચ્છિત રૂપ ધરનાર છું એ વાત તેણે જાણી નહિ.[૪૨] પછી મેં તુરતજ મારૂં મોટું રૂપ બદલી નાખીને સૂક્ષ્મરૂપ ધારણ કર્યું અને તેના મુખમાં પ્રવેશ કરી તેનું હૃદય ચીરી નાખી પુનઃ આકાશમાં ઉડવા માંડયું.[૪૩] હૃદય ફાટી જવાથી પર્વત સરખા દેહવાળી એ રાક્ષસી હાથ પગ તરફડાવતી સમુદ્રમાં પડી.[૪૪] એ સમયે આકાશચારી મહર્ષિઓની એવી વાણી મારા સાંભળવામાં આવી કે "હનુમાને 'સિંહિકા' નામની રાક્ષસીનો ક્ષણ વારમાં નાશ કર્યો."[૪૫]

પછી સીતાશોધરૂપી આવશ્યક કાર્યનું સ્મરણ કરતો હું ઉતાવળી ગતિએ ઉડવા લાગ્યો અને ઘણોજ લાંબો માર્ગ કાપી નાખ્યો, ત્યારે અનેક પર્વતોથી શોભતો અને જ્યાં લંકાનગરી આવેલી છે એવો સમુદ્રનો દક્ષિણતટ મારી દૃષ્ટિએ પડયો. ત્યાં પહોંચ્યા પછી ભયંકર પરાક્રમવાળા રાક્ષસો જાણે નહિ એ માટે મેં સૂર્યાસ્ત થયા પછી લંકાનગરીમાં પ્રવેશ કર્યો. પરંતુ હે વાનરો! હું જેવો લંકાના દરવાજામાં પ્રવેશ કરવા જાઉં છું તેવામાંજ પ્રલયકાળના મેઘ સરખી કોઈએક સ્ત્રી ખડખડાટ હાસ્ય કરતી મને હણવા માટે મારી આગળ આવી. પ્રજ્વલિત અગ્નિ સરખા કેશવાળી એ રાક્ષસીને જોતાંજ મેં મારા ડાબા હાથની મુષ્ટિનો પ્રહાર કરી તેને ચત્તીપાટ સૂવાડી દીધી. મારૂં પરાક્રમ જોઇને ભયભીત થયેલી એ રાક્ષસીએ મને કહ્યું કે;[૪૬-૫૦] "હે વીર! હું લંકાદેવી છું, તેં તારા પરાક્રમથી મને જીતી છે; માટે તું સર્વ રાક્ષસોને જીતી શકીશ."[૫૧]

પ્રદોષ સમયે લંકામાં પ્રવેશ કર્યા પછી મેં રાત્રિએ આખી લંકાનગરીમાં અને રાવણના અંતઃપુરમાં શોધ કરી; પરંતુ મને સીતાનાં દર્શન થયાં નહિ.[૫૨] જ્યારે રાવણના મહેલમાં મને સીતાનાં દર્શન થયાં નહિ ત્યારે હું શોકસાગરમાં ડૂબી ગયો.[૫૩] હું શોકમગ્ન હતો તેવામાંજ સુવર્ણના કોટવાળું એક સુંદર ઉપવન મારા જોવામાં આવ્યું.[૫૪] તુરતજ હું કોટ ઓળંગીને તેની અંદર ગયો. અનેક પ્રકારનાં વૃક્ષોથી ભરેલા એ ઉપવનમાં એક મોટું શિંશપા વૃક્ષ મારી દૃષ્ટિએ પડયું.[૫૫] મેં એ શિંશપા વૃક્ષપર ચઢીને જોયું તો નજીકમાંજ સુવર્ણ સરખું પ્રકાશતું કદળી વન મારા જોવામાં આવ્યું. એજ સ્થળે સુંદર વર્ણવાળાં તથા કમળ સરખાં નેત્રવાળાં સીતાનાં મને દર્શન થયાં. ઉપવાસ કરવાથી તે કૃશ થઇ ગયાં છે. તેણે એકજ વસ્ત્ર ધારણ કર્યું છે. તેના રજોટાયેલા કેશ અસ્ત વ્યસ્ત થઈ ગયા છે.[૫૬-૫૭] અને શોક તથા સંતાપને લીધે

તેનું અંગ સૂકાઈ ગયું છે. પોતાના સ્વામીના હિતમાં તત્પર રહેનારાં એ સીતા માંસ અને રૂધિરનું ભક્ષણ કરનારી તથા બિહામણા રૂપવાળી ક્રૂર રાક્ષસીઓથી ઘેરાયલાં હોવાને લીધે વાઘણોથી ઘેરાયલી હરિણી જેવાં દેખાય છે. ક્રૂર રાક્ષસીઓ વારંવાર તેનો તિરસ્કાર કરે છે. ૫૮-૫૯ તેણે મસ્તકપર એક વેણી ધારણ કરી છે. સ્વામીની ચિંતાને લીધે તે દીન સરખાં થઇ ગયાં છે. તે પૃથ્વીપર શયન કરે છે. હેમંત ઋતુની કમલિનીની પેઠે તેનો વર્ણ બદલાઈ ગયો છે૬૦ અને રાવણ તરફના ભયને લીધે સુખ-ભોગનો ત્યાગ કરીને તેણે મરવાનો નિશ્ચય કર્યો છે.૬૧

"હરિણનાં બચ્ચાંનાં નેત્ર સરખાં નેત્રવાળાં રામપત્ની સીતાનાં મહા પ્રયત્ને દર્શન કર્યા પછી હું તેનેજ જોતો એ શિંશપાવૃક્ષમાં સંતાઈ બેઠો.૬૨ થોડીકવાર પછી સ્ત્રીઓની કટિમેખલા અને ઝાંઝરના ઝણકારથી મિશ્રિત એવો રાવણના મહેલમાં થતો ગંભીરનાદ મારા સાંભળવામાં આવ્યો.૬૩ એથી અત્યંત ઉદ્વેગ પામીને મેં મારા પ્રૌઢ દેહને નાનો કરી નાખ્યો અને પક્ષીની પેઠે હું શિંશપાવૃક્ષની ઘટામાં છુપાઈ બેઠો.૬૪ થોડીકવાર થઇ એટલે સ્ત્રીઓથી વીંટાયેલો મહાબળવાન રાવણ જ્યાં સતી સીતા બેઠાં હતાં ત્યાં આવ્યો.૬૫ રાવણને આવતો જોઈને સતીશિરોમણિ સીતા પોતાના બન્ને ઉરૂ સંકોચીને તથા હાથવડે સ્તન ઢાંકીને બેઠાં.૬૬ એ વેળા અત્યંત ત્રાસ પામેલાં તપસ્વિની સીતા પરમ ઉદ્વિગ્ન થઇને ચોમેર દૃષ્ટિપાત કરતાં હતાં; પરંતુ તેનું રક્ષણ કરનાર કોઈપણ તેના જોવામાં આવતું નહતું; તેથી તે થરથર ધ્રૂજતાં હતાં.૬૭ એ પ્રમાણે અત્યંત દુઃખી દશામાં આવી પડેલાં સીતાને પોતાનું મસ્તક નમાવીને રાવણે કહ્યું કે; "હે સુંદરિ! તું મને બહુ માનની દૃષ્ટિથી જો.૬૮ હે ગર્વિષ્ઠ સ્વભાવવાળી સીતા! જો તું ગર્વને લીધે મારો સ્વીકાર કરીશ નહિ તો બે માસ પછી હું તારા રૂધિરનું પાન કરીશ."૬૯

રાવણનું વચન સાંભળીને સીતાએ ક્રોધપૂર્વક કહ્યું કે;૭૦ "હે રાક્ષસાધમ! હું કે જે અમાપ તેજવાળા રામચંદ્રની ભાર્યા છું અને મહારાજા દશરથની પુત્રવધૂ છું તેના પ્રત્યે આવું અયોગ્ય વચન બોલતાં તારી જિહ્વા કેમ તૂટી પડતી નથી? હે અનાર્ય! મારા સ્વામી પાસે નહતા એવે વખતે છાનોમાનો તું મને લઇ આવ્યો એમાં તે તેં શું મોટું પરાક્રમ કર્યું? હે નીચ! તું રામચંદ્રના જેવો નથી, એટલુંજ નહિ પણ તું તેનું દાસત્વ કરવાને પણ યોગ્ય નથી.૭૧-૭૩ મારા સ્વામી રામચંદ્ર સત્યવાદી, સંગ્રામકુશળ અને અજેય પરાક્રમવાળા છે."

સીતાનાં કઠોર વચન સાંભળીને રાક્ષસેશ્વર રાવણ એકદમ ચિતાના અગ્નિની પેઠે ક્રોધથી ભભુકી ઉઠયો; અને પોતાનાં ક્રૂર નેત્ર ફેરવી, જમણા હાથની મુષ્ટિ ઉગામી સીતાને મારવા ધસી આવ્યો. એ જોઇ તેની સ્ત્રીઓમાં હાહાકાર વર્તાઇ રહ્યો. દુરાત્મા રાવણની મુખ્ય સ્ત્રી મંદોદરીએ આવી તેને તેમ કરતાં અટકાવ્યો. તેણે કામપીડિત રાવણને મધુર વાણીથી કહ્યું કે;૭૪-૭૬ "હે ઇંદ્રસમાન પરાક્રમી! તમારે સીતાનું શું કામ છે? તમે મારી સાથે ક્રીડા કરો. સીતા કંઈ મારા કરતાં રૂપાળી નથી.૭૮ હે સ્વામિનાથ! તમે દેવ, યક્ષ અને ગંધર્વોની કન્યાઓની સાથે સુખેથી ક્રીડા કરો. આ સીતાની સાથે રહીને તમે શું કરશો?"૭૯ એમ કહીને મંદોદરી વગેરે સ્ત્રીઓ રાવણને પોતાના મહેલમાં લઇ ગઈ.૮૦ રાવણના જવા પછી બિહામણા મુખવાળી રાક્ષસીઓ દારૂણ અને ક્રૂર વચનો વડે સીતાનો તિરસ્કાર કરવા લાગી.૮૧ પરંતુ સીતા તેમનાં વચનોને તૃણ સમાન ગણતાં હતાં; એથી રાક્ષસીઓનો સઘળો શ્રમ વ્યર્થ ગયો.૮૨ સીતાને સમજાવવામાં નિષ્ફળ નીવડેલી રાક્ષસીઓએ રાવણની પાસે જઈને નિવેદન

કર્યું કે; “ હે મહારાજ! ‘મરવું પણ રાવણુને તાબે થવું નહિ ’ એવો સીતાનો દઢ નિશ્ચય છે.”[૮૩]

“સીતાને સમજાવતાં કંટાળી ગયેલી સર્વ રાક્ષસીઓ નિરાશ થઇને સૂઈ ગઇ.[૮૪] સઘળી રાક્ષસીઓ જ્યારે નિદ્રાવશ થઇ ત્યારે અતિશય દુ:ખીયારાં સીતા શોકને લીધે કરૂણ સ્વરે વિલાપ કરવા લાગ્યાં.[૮૫] સીતાનો વિલાપ સાંભળી જાગી ઉઠેલી રાક્ષસીઓ તેને ક્રૂર વચનો કહી ખાઈ જવાની બ્હીક દેખાડવા લાગી. એટલામાં ‘ત્રિજટા’ નામની વૃદ્ધ રાક્ષસીએ જાગીને તેઓને કહ્યું કે; “હે રાક્ષસીઓ! તમે તમારા દેહનેજ ખાઇ જાઓ! આ સીતાને ખાવાને તમે યોગ્ય નથી.[૮૬] મને આજે રાત્રે સર્વ રાક્ષસોનો નાશ થાય એવું અને સીતાના સ્વામીનો જય થાય એવું અતિ ભયંકર સ્વપ્ન આવ્યું છે. આ સીતા આપણુ સર્વ રાક્ષસીઓનું રામચંદ્રના ભયમાંથી રક્ષણ કરવા સમર્થ છે;[૮૭-૮૮] માટે આપણે સૌએ તેની પ્રાર્થના કરવી એ મને રૂચે છે. જે દુ:ખયુક્ત સ્ત્રીના સંબંધમાં મને થયું તેવું સ્વપ્ન થાય તે સ્ત્રી અનેક પ્રકારનાં કષ્ટોમાંથી મુક્ત થાય છે. હે રાક્ષસીઓ! જો આપણે આ જનકનંદિની સીતાને પગે લાગીશું તો તે આપણા ઉપર પ્રસન્ન થશે અને રામચંદ્રથી થનારા મહાન ભયમાંથી આપણુને ઉગારશે.”

“હે વાનરો! ત્રિજટા રાક્ષસીના મ્હોંડેથી પોતાના સ્વામી રામચંદ્રનો વિજય થશે એવું સાંભળીને હર્ષિત થયેલાં સીતા શરમાતે મુખે બોલ્યાં કે; “તમે કહો છો તે સાચું થશે તો હું તમારૂં રક્ષણ કરીશ.”

“હે કપિવરો! સીતાની દયામણી સ્થિતિ જોઇને મારૂં મન ગભરાવા લાગ્યું. મને લેશ પણ શાંતિ વળી નહિ. પછી સીતાની સાથે મારે શી રીતે વાતચિત કરવી તેનો વિચાર કરીને મેં અનેક રાજર્ષિઓથી શોભતા ઇક્ષ્વાકુવંશનું યશોગાન કર્યું. એ સાંભળી આંસુભર્યાં નેત્રોથી મારી સામું જોઇને સતી સીતાએ કહ્યું કે; “હે વાનરપુંગવ! તું કોણ છે? તને કોણે મોકલ્યો છે? તું શા માટે આવ્યો છે?[૮૯-૯૫] રામચંદ્રની સાથે તારે પ્રીતિ કેવી રીતે થઇ છે?”

“સીતાનુ વચન સાંભળીને મેં તેને કહ્યું કે;[૯૬] હે દેવિ! વાનરોનો રાજા મહા પરાક્રમી સુગ્રીવ તમારા સ્વામી રામચંદ્રને સહાય કરવા બંધાયો છે.[૯૭] તેનો હું સેવક છું, મારૂં ‘હનુમાન’ એવું નામ છે અને તમારા સ્વામી રામચંદ્રે મને તમારી પાસે મોકલ્યો છે.[૯૮] હે યશસ્વિની! શ્રીમાન દશરથનંદન રામચંદ્રે આ વીંટી નિશાની તરીકે મોકલાવી છે તેને તમે ગ્રહણ કરો[૯૯] અને આજ્ઞા આપો કે હું તમારૂં શું પ્રિય કરૂં? જો તમારી મરજી હોય તો હું તમને આજેજ રામ–લક્ષ્મણની પાસે તેડી જાઉં.”[૧૦૦]

“પછી સીતાએ મને ઉત્તર આપ્યો કે રાવણુને હણીને રામચંદ્ર પોતેજ મને પાછી લઇ જાય એવી મારી ઇચ્છા છે.”[૧૦૧] સીતાનો એવો ઉત્તર સાંભળી મેં તેને પ્રણામ કર્યા અને રામચંદ્રના મનમાં વિશ્વાસ આવે એવું કંઈક અભિજ્ઞાન માગ્યું.[૧૦૨] ત્યારે સીતાએ મને કહ્યું કે, “હે વાનર! લે; તું આ ચૂડામણિ રામચંદ્રને આપજે. એને જોઇ મહાબાહુ રામચંદ્ર તારાપર વિશ્વાસ પામશે અને તારો ઘણોજ સત્કાર કરશે.”[૧૦૩] એટલું બોલી સીતાએ ઉદ્વિગ્નચિત્તે મને ચૂડામણિ આપ્યો અને રામચંદ્રને કહેવાનો સંદેશો પણ કહ્યો.[૧૦૪] પછી સીતાને પ્રણામ કરીને તથા તેની પ્રદક્ષિણા કરીને હું આ તરફ આવવાને ઉદ્યુક્ત થયો.[૧૦૫] ત્યારે વળી તેણે વિચારીને મને કહ્યું કે; “હે હનુમાન! તું રામચંદ્રને મારૂં યથાસ્થિત વૃત્તાંત કહેજે.[૧૦૬] હે કપિ! મારૂં વૃત્તાંત સાંભળીને બન્ને ભાઇઓ સુગ્રીવની સાથે સત્વર અહીં આવે એમ કરજે.[૧૦૭] હે મારૂતિ! હવે મારે બે માસજ જીવવાનું છે, માટે જો રામચંદ્રને અહીં આવતાં વિલંબ

થશે તો તે મને જોવા પામશે નહિ અને હું અનાથની પેઠે મરણને શરણ થઇશ."[૧૦૮] સીતાનું કરૂણાજનક વચન સાંભળીને મને ક્રોધ ચઢયો અને હવે મારે શું કાર્ય કરવું બાકી છે તેનો મેં વિચાર કર્યો.[૧૦૯] પછી મેં મારા દેહને પર્વત સરખો પ્રૌઢ બનાવીને યુદ્ધ જગવવા માટે અશોકવાટિકાનો નાશ કરવા માંડયો.[૧૧૦] વાટિકાનો કેટલોક ભાગ ઉજ્જડ કર્યો તેથી તેમાંનાં પક્ષીઓ તથા મૃગાદિ પ્રાણીઓ ત્રાસ પામ્યાં. એ વેળા બિહામણા મુખવાળી પેલી રાક્ષસીઓ જાગીને ચોમેર જોવા લાગી.[૧૧૧] મને જોઇને તે સર્વ રાક્ષસીઓ આમતેમથી એકઠી થઇને રાવણને સમાચાર કહેવાને દોડી ગઇ. તેમણે રાવણને કહ્યું કે,[૧૧૨] "હે રાજન! તમારા બળને નહિ જાણનારા કોઇએક દુષ્ટ વાનરે આપણી દુર્ગમ અશોકવાટિકા ભાંગી નાખી છે.[૧૧૩] હે રાજન! તેણે પોતાની દુર્બુદ્ધિને વશ થઈને તમારૂં મોટું અપ્રિય કર્યું છે. તમે સત્વર તેનો વધ કરવાની આજ્ઞા કરો કે જેથી તે અહીંથી જીવતો જવા પામે નહિ."[૧૧૪] રાક્ષસીઓનાં વચન સાંભળીને રાવણે પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા અને અત્યંત દુર્જય એવા 'કિંકર' સંજ્ઞાવાળા રાક્ષસોને મારી સામે યુદ્ધ કરવા મોકલ્યા.[૧૧૫] તે સૌ મળી એંશીહજાર રાક્ષસો હતા. તેઓ જ્યારે ત્રિશૂળ અને મુદ્‌ગર વગેરે હથીઆરો લઇને મારી સાથે યુદ્ધ કરવા આવ્યા ત્યારે મેં અશોકવાટિકાના દરવાજાની ભુંગળવડે તે સઘળાનો સંહાર કર્યો.[૧૧૬] તેઓમાં જે ઓછા બળવાળા હતા તેઓ નાસી છુટયા અને 'સઘળું સૈન્ય નાશ પામ્યું છે એવા સમાચાર રાવણને નિવેદન કર્યા."[૧૧૭]

"હે વાનરો! એ અશોકવાટિકામાં એક ઉત્તમ ચૈત્યપ્રાસાદ હતો. તેને પણ મેં ભાગી નાખ્યો અને તેના સ્તંભવડે સો ચોકીદારોનો નાશ કર્યો.[૧૧૮] એ ચૈત્યપ્રાસાદ કે જે લંકાનગરીના શણગારરૂપ હતો તેનો ધ્વંસ થયો જાણીને રાવણે ભયંકર રૂપવાળા અનેક રાક્ષસો સહિત પ્રહસ્તના પુત્ર જંબુવાલીને મોકલ્યો. રણકુશળ અને બળસંપન્ન જંબુમાલીનો પણ તેના અનુચરો સહિત મેં પેલી ભૂંગળવતી સંહાર કર્યો. ત્યારે રાક્ષસરાજ રાવણે મોટા પાયદળ સૈન્ય સહિત સાત મંત્રિ પુત્રોને મોકલ્યા. તેઓને પણ મેં ભૂંગળવડે યમલોક પ્રત્યે પહોંચાડયા.[૧૧૯-૧૨૨] મહાપરાક્રમી મંત્રિપુત્રો સંગ્રામમાં હણાયા એ સાંભળીને રાવણે શૂરવીર એવા પાંચ સેનાપતિઓને યુદ્ધ કરવા મોકલ્યા. તેઓને પણ તેઓની સેનાસહિત મેં પરલોક પ્રત્યે વિદાય કર્યા. ત્યારપછી લંકેશ્વર રાવણે ઘણા રાક્ષસોસહિત પોતાના પુત્ર અક્ષકુમારને મારી સામે મોકલ્યો. મંદોદરીનો પુત્ર એ અક્ષકુમાર સંગ્રામ કરવામાં ઘણોજ કુશળ હતો. યુદ્ધ કરતાં તે જ્યારે મારી પાછળ આકાશમાં ઉડયો ત્યારે મેં તેના પગ પકડીને સો વાર આકાશમાં ફેરવ્યો અને પછી પૃથ્વીપર પટકયો, જેથી તે મરણને શરણ થયો."[૧૨૩-૧૨૬]

અક્ષકુમારનું મરણ થયું સાંભળીને અત્યંત ક્રોધે ભરાયેલા રાવણે મોટા બળવાળા અને યુદ્ધમાં ગર્વ ધરનારા 'ઈંદ્રજિત' નામના પોતાના બીજા પુત્રને મારી સાથે યુદ્ધ કરવા મોકલ્યો. તેને પણ તેની સેના સહિત નિઃસત્ત્વ કરીને હું હર્ષિત થયો. ઈંદ્રજિત ઘણો બળવાન છે, તેથી એ વાનરને જીતીને આવશે એવા વિશ્વાસથી રાવણે તેને ઘણા રાક્ષસોની સાથે મોકલ્યો હતો પણ જ્યારે મેં તેના સૈન્યનો સંહાર કર્યો અને હું તેનાથી જીતાવો અશક્ય થઇ પડયો ત્યારે તેણે બ્રહ્માસ્ત્રવડે મને બાંધી લીધો. પછી રાક્ષસો દોરડાંવતી બાંધીને મને રાવણની આગળ લઇ ગયા. ત્યાં દુરાત્મા રાવણની સાથે મારે વાતચીત થઇ.[૧૨૭-૧૩૨] રાવણે મને લંકામાં આવવાનું તથા રાક્ષસોને મારવાનું કારણ પૂછયું. મેં તેને ઉત્તર આપ્યો કે એ સઘળું મેં સીતાને અર્થે કર્યું છે.[૧૩૩] હે રાજન્!

સીતાનાં દર્શન કરવા માટે હું અહીં આવ્યો છું. હું વાનરજાતિમાં જન્મેલો વાયુનો ઔરસ પુત્ર છું. મારૂં નામ 'હનુમાન' છે.[૧૩૪] હું સુગ્રીવનો સચિવ છું અને રામચંદ્રના દૂત તરીકે તારી પાસે આવ્યો છું.[૧૩૫] હે રાક્ષસેશ્વર! સુગ્રીવે તારા હિતને અર્થે જે સંદેશો કહાવ્યો છે તે હું તને કહું છું.[૧૩૬] સુગ્રીવે તારૂં કુશળ પૂછીને ધર્મ, અર્થ તથા કામયુક્ત અને તારૂં હિત થાય એવું વચન કહ્યું છે કે;[૧૩૭] "હે રાવણ! ઋષ્યમૂક પર્વતપર રહેતાં મને રણકુશળ રામચંદ્રની સાથે મૈત્રી થઇ છે.[૧૩૮] તેમણે પોતાની પત્ની સીતાનું રાવણ હરણ કરી ગયો છે, માટે તારે મને એ કાર્યમાં સહાય કરવી એમ કહ્યું અને વાલીને મારીને રાજ્ય અપાવવાનું વચન આપ્યું. પછી રામ-લક્ષ્મણે અગ્નિદેવની સાક્ષીએ મારી સાથે દૃઢ મૈત્રી બાંધી અને એકજ બાણવડે વાલીને હણીને મને વાનરોનો રાજા કર્યો. એથી મારે પણ સર્વ પ્રકારે રામચંદ્રને સહાય કરવીજ જોઇએ. એટલા માટેજ આ દૂતને પ્રથમથી તારી પાસે મોકલ્યો છે.[૧૩૯-૧૪૨] હે રાવણ! હવે તું સત્વર શ્રીમાન રામચંદ્રને સીતા પાછાં આપ; નહિ તો શૂરવીર વાનરો તારી સેનાઓનો સંહાર કરશે.[૧૪૩] હે રાવણ! મહાસમર્થ વાનરો કે જેઓ નિમંત્રણ થવાથી દેવતાઓની પાસે સ્વર્ગમાં પણ જઇ શકે છે તેઓનો પ્રભાવ કોનાથી અજાણ્યો છે?"[૧૪૪] હે રાવણ! એ પ્રમાણે વાનરોના રાજા સુગ્રીવે તને કહાવ્યું છે."

"હે કપિકુંજરો! એટલું કહેતામાં તો રાવણ મારાપર ક્રોધે ભરાયો અને જાણે પોતાની ક્રૂર દૃષ્ટિવડે મને બાળી નાખતો હોય એમ મારી સામું જોવા લાગ્યો.[૧૪૫] તેણે મારો પ્રભાવ જાણ્યા સિવાય મારો વધ કરવાને માટે રાક્ષસોને આજ્ઞા આપી,[૧૪૬] ત્યારે શ્રેષ્ઠ બુદ્ધિવાળા તેના ભાઇ વિભીષણે તેને વિનવીને કહ્યું કે;[૧૪૭] "હે રાક્ષસરાજ! તું આ નીચ વિચારનો ત્યાગ કર. દૂતને હણવો એ રાજનીતિથી વિરૂદ્ધ છે.[૧૪૮] હે રાક્ષસ! નીતિશાસ્ત્રોમાં દૂતનો વધ કરવાનું કહેલું નથી. દૂત પોતાના સ્વામી તરફનો જે કંઇ યથાર્થ સંદેશો કહે તે સાંભળી લેવાનોજ આપણો ધર્મ છે.[૧૪૯] હે અતુલ પરાક્રમી! જો કદાચ શત્રુનો દૂત મોટો અપરાધ કરે તો માત્ર તેને વિરૂપ કરવાની શિક્ષા કહેલી છે; પરંતુ વધ કરવાનું તો કયાંય પણ કહેલું નથી."[૧૫૦]

"હે કપિવરો! વિભીષણે રાવણને એ પ્રમાણે સમજાવ્યો ત્યારે તેણે મારૂં પૂછડું બાળી નાખવાની રાક્ષસોને આજ્ઞા આપી.[૧૫૧] રાવણની આજ્ઞા થવાથી ભયંકર પરાક્રમવાળા રાક્ષસો મારા પૂછડા ઉપર શણનાં અને સૂતરનાં કપડાં વીંટવા લાગ્યા. પોતાની ઇચ્છાનુસાર કપડાં વીંટી રહ્યા પછી તેઓએ મારૂં પૂછડું સળગાવ્યું અને લાકડીઓ તથા મુક્કીઓવડે મને મારવા લાગ્યા.[૧૫૨-૧૫૩] રાક્ષસોએ મને ઘણાં દોરડાંવડે બાંધ્યો હતો છતાં દિવસે લંકા જોવાની ઉત્કંઠાને લીધે મને તેની લેશ પણ પીડા જણાતી નહતી.[૧૫૪]

પછી રાક્ષસો 'આ રાજાનો ગુન્હેગાર છે' એવી દાંડી પીટતા મને સળગતા પુચ્છે રાજમાર્ગપર થઇને છેક લંકાના દરવાજા સુધી લઇ ગયા.[૧૫૫] ત્યાં મારા મોટા દેહને ઘણોજ નાનો કરીને હું રાક્ષસોએ બાંધેલા બંધનોમાંથી છૂટી ગયો અને પુનઃ પ્રૌઢ સ્વરૂપ ધારણ કરીને લંકાના દરવાજાની ભૂંગળ ગ્રહણ કરી તે વડે સર્વ રાક્ષસોને સંહારી વેગથી કિલ્લાપર ચઢી ગયો.[૧૫૬-૧૫૭] પછી જેમ પ્રલયકાળનો અગ્નિ પ્રજાને બાળે તેમ મેં સળગતા પુચ્છે નિર્ભયપણે આખી લંકામાં ઘેર ઘેર અને દરવાજે દરવાજે ફરીને આગ લગાડી.[૧૫૮] લંકા બાળ્યા પછી મને વિચાર થઇ આવ્યો કે, 'અરે જ્યારે લંકાનો કોઇ પણ ભાગ બળ્યા વિના રહ્યો નથી ત્યારે નિશ્ચય સીતા પણ બળી ગયાં હશે! અરેરે, જો એમ થયું

હોય તો તો રામચંદ્રનું કાર્ય મેંજ વણુસાડ્યું.[૧૫૯-૧૬૦] એવા વિચારથી શોકમગ્ન થયેલો હું ચિંતા કરતો હતો, એટલામાં આકાશચારી ચારણોની વાણી મારા કાને પડી કે, "અહા ! આખી લંકા બળી ગઈ; છતાં સીતા જીવતાં રહ્યાં એ આશ્ચર્ય સરખું થયું !"

"હે કપિવરો ! આકાશચારી ચારણોની અદ્ભુત વાણી સાંભળીને તથા કેટલાક શુભ શકુનો જોઇને મને નિશ્ચય થયો કે સીતા બળી મુવાં નથી. વળી મારૂં પુચ્છ સળગવા છતાં મને લેશ પણ પીડા થતી ન હતી. મારૂં હૃદય આનંદમાં હતું અને વાયુ પણ સુગંધયુક્ત વાતો હતો. એ ઉપરથી તેમજ પૂર્વોક્ત ચારણોની વાણીથી હું અત્યંત હર્ષિત થયો અને પુનઃ સીતાને જઈ મળ્યો. પછી સીતાની આજ્ઞા લઈને હું અરિષ્ટ પર્વતપર આવ્યો અને તમારાં દર્શનની ઉત્કંઠાથી સમુદ્ર ઉલંઘવાને ત્યાંથી કૂદ્યો.[૧૬૧-૧૬૬] હે વાનરો ! વાયુ, ચંદ્ર, સૂર્ય, સિદ્ધ અને ગંધર્વ આદિએ સેવેલા આકાશમાર્ગમાં ગતિ કરતો હું સો યોજનનો સમુદ્ર ઓળંગીને અહીં આવી તમો સર્વને મળ્યો છું.[૧૬૭] હે કપિકુંજરો ! રામચંદ્રની કૃપાથી અને આપ સૌની સહાયથી મેં સુગ્રીવનું કાર્ય સારી રીતે સંપાદન કર્યું છે.[૧૬૮] હે વાનરર્ષભો ! લંકામાં જઇને મેં જે કાંઇ કર્યું હતું તે સઘળું આપ સૌને મેં યથાસ્થિત કહી સંભળાવ્યું. હવે જે કાર્ય બાકી હોય તે સર્વ આપ સૌએ કરવાનું છે."[૧૬૯]

**एतत्सर्वं मया तत्र यथावदुपपादितम् । तत्र यन्न कृतं शेषं तत्सर्वं क्रियतामिति ॥१६९॥**

ઇતિશ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં અઠ્ઠાવનમો સર્ગ સંપૂર્ણ. ૫૮

# સર્ગ ૫૯ મો.

## મહેન્દ્ર પર્વતપર વાનરોની સભા-હનુમાનનો વિચાર.

**एतदाख्याय तत्सर्वं हनुमान्मारुतात्मजः । भूयः समुपचक्राम वचनं वक्तुमुत्तरम् ॥१॥**

સીતાશોધ સંબંધી વૃત્તાંત કહ્યા પછી પવનસુત હનુમાને પુનઃ પણ કહ્યું કે;[૧] "હે વાનરવરો ! સીતાનું પતિવ્રત જોઇને મારૂં મન અત્યંત પ્રસન્ન થયું છે અને મારી ખાત્રી થઇ છે કે સીતા માટેનો રામચંદ્રનો ઉદ્યોગ અને સુગ્રીવનો ઉત્સાહ એ યોગ્યજ છે.[૨] હે પ્લવગર્ષભો ! સીતાનું પતિવ્રત ધર્મરૂપી તપોબળ ખરેખર અરૂંધતી આદિ સતીઓના જેવુંજ છે. તે પોતાના તેજવડે ત્રણે લોકને ધારણ કરવાને તથા ક્રોધવડે બાળવાને સમર્થ છે.[૩] રાક્ષસોનો રાજા રાવણ મોટા તપોબળવાળો છે, તેથીજ સીતાનો સ્પર્શ થવા છતાં તેનો વિનાશ થયો નથી.[૪] ક્રોધાયમાન થયેલાં જનકનંદિની સીતા જે કંઈ કરવા સમર્થ છે તે પ્રદીપ્ત થયેલો અગ્નિ પણ પોતાને સ્પર્શ કરનારને કરી શકવા સમર્થ નથી; અર્થાત અગ્નિ કરતાં પણ સીતાનું તેજ વધારે છે.[૫] હે કપિવરો ! સીતા સંબંધી સઘળું વૃત્તાંત મેં તમારી આગળ નિવેદન કર્યું છે. હવે જો જાંબવાન આદિ વૃદ્ધ પુરૂષોની આજ્ઞા હોય તો આપણે સીતાને લઈનેજ અહીંથી પાછા જઇએ અને રામ-લક્ષ્મણને મળીએ.[૬] હે વાનરો ! જ્યારે હું એકલોજ સર્વ રાક્ષસો સહિત લંકાને અને રાવણને હણવા સમર્થ છું ત્યારે તમારા સરખા બળવાન, જિતેંદ્રિય, અસ્ત્રવિદ્યા નિપુણ, વિજયની ઇચ્છાવાળા અને શૂરવીર વાનરોની સહાયથી તે કાર્ય પાર પડે એમા તો શુંજ આશ્ચર્ય [૭-૮] સંગ્રામમાં રાવણને તેના પુત્રો, અમાત્યો, યોદ્ધાઓ અને ભાઇઓ સહિત હણવાને હું સમર્થ છું. બ્રહ્માસ્ત્ર, શૈવાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, વારૂણાસ્ત્ર[૯] તથા જેના સામું પણ

જોઈ શકાય નહિ એવાં ઇંદ્રજિતનાં અસ્ત્ર, એ સર્વથી હું ડરૂં તેમ નથી. હું તમારી આજ્ઞાથી તે સર્વ અસ્ત્રોનું નિવારણ કરીશ અને રાક્ષસોનો સંહાર કરીશ. રાક્ષસોએ વર્ષાવેલી અખંડિત શિલાવૃષ્ટિને મેં ઉડાવી દીધી તથા અગ્નિને પણ ગણકાર્યો નહિ, એ વગેરે મારૂં પરાક્રમ જોઇને રાવણ છક્ક થઈ ગયો છે.[10-11] હે વાનરો! તમારી આજ્ઞા મળવાથી હું દેવતાઓને હરાવવાને પણ સમર્થ છું, તો પછી રાક્ષસોના શા ભાર છે? હું તમારી આજ્ઞાની વાટ જોતોજ રોકાઈ રહ્યો છું.[12]

"હે વાનર શ્રેષ્ઠો! કદાચિત સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે તેમજ મંદરાચળ કંપાયમાન થાય તોપણ મહાસમર્થ જાંબવાન શત્રુની સેનાથી ડરે એમ નથી.[13] શૂરવીર વાલિપુત્ર અંગદજ સઘળા રાક્ષસોનો તથા તેઓના પૂર્વજોનો નાશ કરવાને સમર્થ છે.[14] અરે, મહાત્મા પનસ વાનર તથા નીલવાનરના ઉરૂવેગથી મંદરાચળ પણ પીસાઇ જાય તોપછી યુદ્ધમાં તેમની આગળ રાક્ષસો તે કોણ માત્ર![15] હે વાનરવરો! દેવતાઓ, અસુરો, યક્ષો, ગંધર્વો, ઉરગો અને પક્ષીઓ વગેરેમાં મૈંદવાનર અથવા દ્વિવિદવાનરની સામે યુદ્ધ કરવા ઉભો રહે એવો મને એક તો બતાવો![16] મહાન વેગવાળા મૈંદ અને દ્વિવિદ નામના બન્ને વાનરો અશ્વિનીકુમારના પુત્રો છે. તેઓની સામે પ્રતિપક્ષી તરીકે યુદ્ધ કરે એવો કોઈપણ મારા જોવામાં આવતો નથી.[17] હે વાનરો! મેં એકલાએજ જ્યારે આખી લંકાનગરીને બાળી ભસ્મ કરી ત્યારે આપણ સૌ મળીને શું નહિ કરી શકીએ? હે કપિવરો! મેં લંકાનાં ચૌટે ચૌટે અને ચકલે ચકલે હાક વગાડી છે કે[18] "મહા બળવાન રામ–લક્ષ્મણનો જય થાઓ અને રામચંદ્રના મિત્ર સુગ્રીવનો પણ જય થાઓ.[19] હું રામચંદ્રનો સેવક છું, વાયુનો પુત્ર છું; અને મારૂં નામ 'હનુમાન' છે".[20]

"હે કપિકુંજરો! દુરાત્મા રાવણની અશોકવાટિકામાં શિંશપાવૃક્ષની નીચે મહાસાધ્વી સીતા અત્યંત કરૂણાવસ્થામાં બેઠેલાં છે.[21] તે શોક અને સંતાપવડે કૃશ થયેલાં તથા રાક્ષસીઓથી ઘેરાયલાં હોવાને લીધે મેઘમંડળથી ઢંકાયેલી ચંદ્રરેખા સરખાં નિસ્તેજ દેખાય છે.[22] બળગર્વિત રાવણે કેદ રાખવા છતાં પતિવ્રત ધર્મ પાળનારાં સીતા રાવણને ગણકારતાંજ નથી.[23] જેમ ઇંદ્રાણી ઇંદ્રઉપર અનુરક્ત રહે છે તેમ મહાસાધ્વી સીતા પોતાના પતિ રામચંદ્ર ઉપરજ અનુરક્ત છે. તે અન્ય પુરૂષનું ચિંતવન પણ કરતાં નથી.[24] તેણે એકજ વસ્ત્ર પહેરેલું છે, તેનું આખું શરીર રજોટાઈ ગયું છે, બિહામણી રાક્ષસીઓ તેનો વારંવાર તિરસ્કાર કરે છે, તેણે મસ્તકઉપર વેણી ધારણ કરી છે, સ્વામીની ચિન્તાને લીધે તે દીન બની ગયાં છે, તે પૃથ્વીપર શયન કરે છે, હિમકાળની પદ્મિનીની પેઠે તેનો વર્ણ ફીક્કો પડી ગયો છે અને તેણે સર્વ સુખભોગનો ત્યાગ કરી મરવાનો નિશ્ચય કર્યો છે. હે વાનરો! એવી સ્થિતિમાં રહેલાં એ જનકનંદિનીને મળ્યા પછી મેં તેમને મહા પ્રયાસે વિશ્વાસ બેસાર્યો હતો અને સઘળી હકીકત કહી સંભળાવી હતી.[25-28] રામચંદ્ર અને સુગ્રીવની મૈત્રી થયેલી જાણીને સતી સીતા અત્યંત આનંદ પામ્યાં હતાં. હે કપિશ્રેષ્ઠો! સીતાની પતિભક્તિના અને શ્રેષ્ઠ પતિવ્રતના પ્રભાવવડે હજી સુધી રાવણનો નાશ થયો નથી તેનું કારણ માત્ર રાવણનું મોટું તપોબળ છે. છતાં અધર્મ કરવાથી હવે તે મુવા સરખો થઈ ગયો છે; એટલે તેને હણવામાં રામચંદ્ર નિમિત્ત માત્રજ થશે.[29-30] જેનાં અંગ પ્રથમથીજ નાજુક હતાં એવાં સીતા હાલમાં રામચંદ્રનો વિયોગ થવાથી વિશેષ કૃશ થઇ ગયાં છે, તેથી પ્રતિપદાને દિવસે અધ્યયન કરનારની વિદ્યાની પેઠે તે અત્યંત ક્ષીણ થયેલાં જણાય છે.[31] હે વાનરો!

લંકાને વિશે મહાભાગ્યવતી સીતા શોકમગ્ન રહે છે. માટે હમણાં તે સંબંધે જે કંઇ કરવું ઘટતું હોય તે કરો."૨૨

**एवमास्ते महाभागा सीता शोकपरायणा।**
**यदत्र प्रति कर्तव्यं तत्सर्वमुपकल्प्यताम्॥२२॥**

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં ઓગણસાઠમો સર્ગ સંપૂર્ણ. ૫૯

## सर्ग ६० मो.

### મહેન્દ્ર પર્વતપર વાનરોની સભા-અંગદ તથા જાંબવાનનો વિચાર.

**तस्य तद्वचनं श्रुत्वा वालिसूनुरभाषत ।**
**अश्विपुत्रौ महावेगौ बलवन्तौ प्लवङ्गमौ॥१॥**

હનુમાનનાં વચન સાંભળીને વાલીપુત્ર અંગદ બોલ્યો કે; "હે વાનરો! મોટા વેગવાળા અને અતિશય બળવાળા 'મૈંદ' અને દ્વિવિદ નામના બંને વાનરો અશ્વિનિકુમારના પુત્રો છે અને બ્રહ્મદેવના વરદાનથી ગર્વિત થયેલા છે. પૂર્વે અશ્વિનીકુમારોનું સન્માન કરવા માટે બ્રહ્મદેવે એ બન્ને વાનરોને વરદાન આપેલું છે કે "કોઇપણ તમારો વધ કરી શકશે નહિ." બ્રહ્મદેવના વરદાનથી મત્ત થયેલા આ બન્ને વાનરોએ દેવતાઓની મોટી સેનાને હરાવીને અમૃતપાન કરેલું છે. જો આ બંને વાનરો ક્રોધાયમાન થાય તો તેઓ અશ્વ, રથ અને હસ્તિઓથી ભરેલી લંકાનગરીનો નાશ કરવા સમર્થ છે. હે કપિવરો! મહા બળવાન રાવણનો અને રાક્ષસોથી ભરેલી આખી લંકાનો નાશ કરવાને જ્યારે હું એકલોજ સમર્થ છું ત્યારે અત્યંત બળવાળા, જિતેંદ્રિય, શસ્ત્રવિદ્યા પારંગત અને વિજયની ઇચ્છાવાળા તમો સૌની સહાયથી હું એ કાર્ય કરૂં એમાં તો શુંજ આશ્ચર્ય! હે વાનરો! હનુમાનના પરાક્રમથી લંકાનગરી બળી ગઇ એ આપણે જાણ્યું;૧-૭ પરંતુ અહીંથી પાછા જઇને "અમે સીતાને જોયાં, પણ તેને લાવ્યા નહિ," એવું રામચંદ્રને કહેવું એ તમારા જેવા પ્રખ્યાત પરાક્રમવાળાને યોગ્ય નથી.૮ હે કપિસત્તમો! ઉડવામાં તેમજ પરાક્રમ કરવામાં તમારી બરાબરી કરી શકે એવો કોઇ પણ પુરૂષ, દેવતાઓ અને અસુરો સહિત આખા ત્રૈલોક્યમાં મારા જાણવામાં નથી.૯ માટે હું તો ધારૂં છું કે રાક્ષસો સહિત લંકાને જીતીને, સંગ્રામમાં રાવણને હણીને તથા મહાસાધ્વી સીતાને લઇને કૃતકૃત્ય થયેલા આપણે સૌ હર્ષભેર રામચંદ્રની પાસે જઇએ એજ શ્રેષ્ઠ છે.૧૦ હનુમાને બળવાળા મુખ્ય મુખ્ય રાક્ષસોનો તો ઘાણ વાળી નાખ્યો છે, તો હવે આપણે ત્યાં જઇને બીજું શું કરવાનું બાકી છે? આપણે તો સીતાને લઇનેજ પાછું વળવાનું છે.૧૧ હે કપિવરો! આપણે સીતાને પાછાં લાવી રામ-લક્ષ્મણને સોંપી શકીએ તેમ છે, તો પછી એકઠા થયેલા સર્વ વાનરોને વ્યર્થ પરિશ્રમ શા માટે આપવો?૧૨ આપણે અહીંથી લંકામાં જઇ રાક્ષસો સહિત રાવણને હણીનેજ રામ-લક્ષ્મણ તથા સુગ્રીવ પાસે જઇએ એજ યોગ્ય છે."૧૩

યુવરાજ અંગદનો અભિપ્રાય જાણીને વૃદ્ધ જાંબવાને પ્રસન્ન ચિત્તે કહ્યું કે;૧૪ "હે મહાબુદ્ધિશાળી અંગદ! તું કહે છે તેમ કરવું યોગ્ય નથી. હે વાનરશ્રેષ્ઠ! આપણને માત્ર દક્ષિણ દિશામાં સીતાની શોધ કરવાનીજ આજ્ઞા થયેલી છે;૧૫ સીતાને લઇ આવવાની આજ્ઞા સુગ્રીવે કે રામચંદ્રે આપી નથી. વળી આપણે મહાપ્રયત્ને રાક્ષસોને જીતીને સીતાને કદાચ લઇ જઇએ, છતાં એ કાર્ય રામચંદ્રને પસંદ પડે કે ન પડે તો શું કરવું?૧૬ નૃપશ્રેષ્ઠ રામચંદ્રને પોતાના રાજકુળનું મોટું અભિમાન છે અને વળી તેમણે શત્રુને જીતી સીતાને પાછાં લાવવા માટે સર્વ વાનરોની સમક્ષ પ્રતિજ્ઞા લીધી છે, તો તે પોતાની પ્રતિજ્ઞા મિથ્યા કેમ કરશે? હે અંગદ! તારા કહેવા પ્રમાણે આપણે કાર્ય તો કરીએ; પરંતુ એથી જો રામચંદ્ર પ્રસન્ન થાય નહિ તો આપણું કરેલું કાર્ય નિષ્ફળ જાય અને

આપણું પરાક્રમ વૃથા ગણાય. માટે આપણે રામ-લક્ષ્મણ તથા સુગ્રીવની પાસે જઈને, તેઓને આ સઘળું વૃત્તાંત નિવેદન કરવું એજ યોગ્ય છે.[17-19] હે રાજપુત્ર! જો કે તારો વિચાર અમોને ઘણોજ યોગ્ય લાગે છે; પરંતુ આ કાર્ય સિદ્ધ કરવામાં રામચંદ્રની સંમતિ પ્રમાણે વર્તવું એજ શ્રેયસ્કર થશે."[20]

**न तावदेषा मतिरक्षमा नो यथा भवान्पश्यति राजपुत्र । यथा तु रामस्य मतिर्निविष्टा तथा भवान्पश्यतु कार्यसिद्धिम् ॥२०॥**

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં સાઠમો સર્ગ સંપૂર્ણ. ૬૦

## सर्ग ६१ मो.

વાનરોનું કિષ્કિંધા તરફ પાછું વળવું—મધુવનમાં પ્રવેશ.

**ततो जाम्बवतो वाक्यमगृह्णन्त वनौकसः । अङ्गदप्रमुखा वीरा हनूमांश्च महाकपिः ॥१॥**

અંગદાદિ વાનરોએ તથા કપિવર હનુમાને જાંબવાનનું કહેલું માન્ય કર્યું. પછી સર્વ આનંદિત ચિત્તે મહેંદ્ર પર્વતના શિખર ઉપરથી ઉતરીને કૂદતા કૂદતા કિષ્કિંધા પ્રત્યે ચાલ્યા,[1-2] મેરૂ અને મંદરાચળ સરખા પ્રૌઢ દેહવાળા વાનરો મહોન્મત્ત હસ્તીઓ જેવા શોભતા હતા, અને જાણે આકાશ મંડળને છાઈ દેતા હોય તેમ ઉછળતા ઉછળતા ચાલતા હતા.[3] તે સર્વ વાનરો પોતાની દૃષ્ટિથી જાણે પ્રાણી માત્રથી સત્કાર પામેલા મહા બળવાન હનુમાનને વહન કરતા હોય એવા જણાતા હતા.[4] સીતાનાં દર્શન થવાથી મદમસ્ત થયેલા વાનરો "રામચંદ્રનું કાર્ય અવશ્ય સિદ્ધ થશે અને આપણ સર્વેને યશ મળશે" એવો દૃઢ નિશ્ચય કરીને રામચંદ્રને પ્રિય વાર્તા કહેવા માટે વેગથી જતા હતા. તે સર્વ યુદ્ધકુશળ હતા, ઉદાર મનના હતા અને રાવણપરનું વૈર લેવા માટે તેઓએ નિશ્ચય કર્યો હતો.[5-6] આકાશમાં કૂદતા કૂદતા એ હનુમાનાદિ વાનરો સેંકડો વૃક્ષોથી ભરેલા નંદનવન સરખા રમણીય એવા એક વન આગળ આવી પહોંચ્યા.[7] એ વન તે બીજું કોઈ નહિ, પણ મહાત્મા સુગ્રીવનું મધુવન હતું. એ મધુવન સર્વ ભૂત-પ્રાણીઓથી એકાએક ન પ્રવેશી શકાય એવું તથા સર્વનાં મનને હરણ કરે એવું રમ્ય હતું.[8] 'દધિમુખ' નામનો શૂરવીર વાનર કે જે કપિરાજ સુગ્રીવનો મામો થતો હતો તે નિરંતર મધુવનનું રક્ષણ કરતો હતો.[9]

હનુમાન વગેરે વાનરો અત્યંત મનોહર એવા મધુવનની પાસે આવ્યા ત્યારે તેઓને તેમાંનાં ફળ વગેરે ખાવાની ઉત્કંઠા થઈ.[10] મધુ સરખા પીળા વર્ણવાળા એ વાનરોએ યુવરાજ અંગદની આગળ જઈ એ વનમાંનાં મધુરસ તથા ફળ વગેરેને માટે યાચના કરી.[11] રાજકુમાર અંગદે જાંબવાન વગેરે વૃદ્ધ કપિઓની સંમતિ લઈને સર્વ વાનરોને મધુ વનમાં જઈ ફળ વગેરે ખાવાની આજ્ઞા આપી.[12] અંગદની આજ્ઞા મળતાંજ સર્વે વાનરો એ વનમાંનાં ભ્રમરોથી છવાઈ રહેલાં વૃક્ષોપર ચઢ્યા અને ફળ-મૂળાદિ ખાવા લાગ્યા.[13] સુગંધયુક્ત ફળ-મૂળાદિનું ભક્ષણ કરવાથી મદમસ્ત થઈને તે સર્વ અત્યંત હર્ષિત થયા.[14] યથેચ્છ રીતે ફળ-મૂળ વગેરે ખાઈને અતિશય હર્ષિત થએલા તે વાનરો આખા મધુવનમાં નાચ કૂદ કરવા લાગ્યા.[15] કેટલાક વાનરો હસવા લાગ્યા, કેટલાક નૃત્ય કરવા લાગ્યા, કેટલાક રામચંદ્રને ઉદ્દેશીને પ્રણામ કરવા લાગ્યા, કેટલાક કપિરાજ સુગ્રીવનો સ્તુતિ પાઠ ભણવા લાગ્યા, કેટલાક કૂદવા લાગ્યા, કેટલાક બકવાદ કરવા લાગ્યા,[16] કેટલાક એક બીજાના પડખામાં આવીને બેસવા લાગ્યા, કેટલાક પરસ્પર વિવાદ કરવા લાગ્યા, કેટલાક એક વૃક્ષપરથી બીજાપર અને બીજાથી ત્રીજાપર એમ કૂદાકૂદ કરવા લાગ્યા, કેટલાક વૃક્ષોની ટોંચપરથી પૃથ્વીપર ભુસકા મારવા લાગ્યા[17] અને કેટલાક પૃથ્વીપરથી વૃક્ષોપર

ચડી જવા લાગ્યા. કોઈક વાનર ગાયન આલાપી રહેલા કોઈ એક વાનરની સામે હસતો હસતો જવા લાગ્યો, ત્યારે કોઈક રોદન કરતા વાનરની સામે રોતો રોતો જવા લાગ્યો.[૧૮] કોઈક વાનર કોઈએક વાનરને પીડા કરવા લાગ્યો, તો કોઈક વળી ગર્જના કરતો તેની સામે ધસી જવા લાગ્યો. એવી રીતે આખું વાનર સૈન્ય ઉન્મત્ત સરખું થઈ ગયું. એ સમયે એ સેનામાં કોઈપણ વાનર મદમસ્ત અને ગર્વિત થયા વિનાનો ન હતો.[૧૯]

મધુવનને ભેદી નાખેલું જોઈને તથા સઘળાં વૃક્ષોને પત્ર-પુષ્પ રહિત કરી મૂકેલાં જોઈને કોપાયમાન થયેલા ત્યાંના રક્ષપાળ દધિમુખ વાનરે સર્વ કપિઓને વનમાંથી હાંકી કાઢવા માંડયા;[૨૦] પરંતુ અત્યંત ઉન્મત્ત થયેલા એ સર્વ કપિઓ તેનો તિરસ્કાર કરવા લાગ્યા. એ જોઈ વૃદ્ધ દધિમુખ વાનરે વનનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો.[૨૧] પછી લેશ પણ ભય ધર્યા વિના તેણે કેટલાકને કઠોર વચનો કહ્યાં, કેટલાકને જોસભેર તમાચા લગાવ્યા, કેટલાકની સાથે ટંટો કર્યો અને કેટલાકને શાંત વચનોથી સમજાવવા માંડયા;[૨૨] પરંતુ મદ ગર્વિત થયેલા એ વાનરોએ તે તરફ લક્ષ્ય આપ્યું નહિ. તેઓ તો પોતાને બળાત્કારે વનમાંથી હાંકી કાઢનારા દધિમુખને પકડીને રાજદ્રોહનો લેશ પણ ભય નહિ ધરતાં પૃથ્વીપર ઘસડવા લાગ્યા.[૨૩] મદ (નિશાથી) ચકચૂર થયેલા કેટલાક કપિઓ દધિમુખને નખવડે ઉઝરડા ભરવા લાગ્યા, કેટલાક બચકાં ભરવા લાગ્યા, કેટલાક લપડાકો મારવા લાગ્યા અને કેટલાક લાતો મારવા લાગ્યા. એ પ્રમાણે મદમસ્ત કપિઓએ સુગ્રીવનું આખું મધુવન ઉજ્જડ કરી મૂક્યું.[૨૪]

मत्तैतुवन्तो दशनैर्दशन्तस्तलैश्च पादैश्च समापयन्तः । मदात्कपिं ते कपयः समन्तान्महावनं निर्विषयं च चक्रुः ॥२५॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં એકસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૧

## સર્ગ ૬૨ મો.

### મદગર્વિત વાનરો-મધુવનભંગ.

तानुवाच हरिश्रेष्ठो हनूमान्वानरर्षभः ।
अव्यग्रमनसो यूयं मधु सेवत वानराः ॥१॥

ત્યારપછી કપિવર હનુમાને સર્વ વાનરોને કહ્યું કે; "હે વાનરર્ષભો ! તમે અવ્યગ્રચિત્તે મધુ-રસનું પાન કરો. તમને અટકાવનારાઓને હું પૂરો પડીશ." હનુમાનનું એવું વચન સાંભળીને રાજકુમાર અંગદે પ્રસન્ન ચિત્તે કહ્યું કે; "હે કપિકુંજરો ! તમે સુખેથી મધુ-રસનું પાન કરો. કાર્ય સિદ્ધ કરી આવેલા આ હનુમાનનું કહેવું કદાચ ન કરવા જેવું હોય તો પણ અત્યારે આપણે કરવું જોઈએ, તો પછી આવું કાર્ય કેમ ન કરવું ?" અંગદનું વચન સાંભળીને અત્યંત હર્ષિત થયેલા સર્વે વાનરો "બહુ સારૂં, બહુ સારૂં" એમ કહેવા લાગ્યા અને તેનું કહેવું માન્ય કરીને જેમ નદીનું પૂર સમુદ્રમાં જાય તેમ મધુવનમાં પેઠા. હનુમાને સીતાનાં દર્શન કર્યાં છે એ સમાચાર જાણીને અત્યંત હર્ષિત થયેલા વાનરો યુવરાજ અંગદની સહાયથી મધુવનના રક્ષપાળોનો પરાજય કરીને સ્વાદિષ્ટ મધુ-રસનું પાન કરવા લાગ્યા અને સ્વાદિષ્ટ ઉત્તમ ફળો ખાવા લાગ્યા.[૨-૭] મધુ-રસ અને ફળનું ભક્ષણ કરવામાં આસક્ત થયેલા વાનરોએ પોતાને પકડવા આવનારા રક્ષપાળોને અનેક પ્રકારનો માર મારીને હાંકી કાઢયા.[૮]

એ મહાવનમાંનાં વૃક્ષોપર બાઝેલા એકેક દ્રોણ જેટલા વજનના મધપૂડાઓને ગ્રહણ કરીને હર્ષિત થયેલા કેટલાક વાનરો ટોળે મળીને તેમાંનું મધ પીવા લાગ્યા.[૯] કેટલાક મધ પી ગયા પછી ઠાલાં થયેલાં ખોખાંને ભાંગી નાખવા લાગ્યા, કેટલાક તો ખાઈ જવા

લાગ્યા, કેટલાક ઠાલાં ખોખાંને આમ તેમ ફેંકવા લાગ્યા,[૧૦] કેટલાક પીતાં વધેલું મધ બીજાના ઉપર ઢોળવા લાગ્યા, કેટલાક વૃક્ષની શાખા પકડીને હીંચવા લાગ્યા,[૧૧] કેટલાક અત્યંત મદને લીધે વૃક્ષનાં પાદડાંની પથારી કરી ત પર સૂઇ રહ્યા, કેટલાક મદમસ્ત થઇ કૂદાકૂદ કરવા લાગ્યા,[૧૨] કેટલાક પરસ્પર કાંકરા વગેરે ફેંકવા લાગ્યા, કેટલાક મદને લીધે અખડાઈ પડવા લાગ્યા, કેટલાક ક્રીડા કરવા લાગ્યા, કેટલાક ઝીણા સ્વરે ગાયન આલાપવા લાગ્યા,[૧૩] કેટલાક પૃથ્વીપરજ સૂઈ રહ્યા, કેટલાક ખડખડાટ હસવા લાગ્યા, કેટલાક રોદન કરવા લાગ્યા,[૧૪] તથા કેટલાક કંઇને કંઈ બોલવા લાગ્યા ત્યારે કેટલાક વળી કંઇકનું કંઈ સમજવા લાગ્યા.

એ વેળા એ વનનું રક્ષણ કરવા માટે દધિમુખ વાનરે જે રક્ષકોને મોકલ્યા તે સર્વ ભયંકર વાનરોનો માર ખાઇને દશે દિશાઓમાં પલાયન કરી ગયા. કેટલાક જાનુઓથી પીલાઇ ગયા અને કેટલાકે દેવમાર્ગ દીઠો×[૧૫-૧૬] વાનરોથી ત્રાસ પામી નાઠેલા કેટલાક વન રક્ષકોએ દધિમુખની પાસે જઈને કહ્યું કે; "હે વાનરવર! હનુમાનની આજ્ઞા મળવાથી વાનરોએ બળાત્કારે આખું મધુવન ઉજ્જડ કર્યું છે. તેઓએ અમને જાનુઓથી પીસી નાખ્યા તથા પકડી પકડીને આકાશમાં ઉછાળ્યા."[૧૭] રક્ષકોનું કહેવું સાંભળીને ક્રોધ પામેલા તેઓના નાયક દધિમુખે મધુર વચનોથી તેઓનું સાંત્વન કરતાં કહ્યું કે;[૧૮] "ચાલો, હું તમારી સાથે આવું છું. મધુવનને ભાંગી નાખનારા એ મદગર્વિત વાનરોને હું મારા પરાક્રમથી હાંકી કાઢીશ."[૧૯] દધિમુખનું વચન સાંભળીને વનરક્ષકો તેની સાથે પુનઃ મધુવનમાં આવ્યા.[૨૦] દધિમુખ પોતાના હાથમાં મોટું વૃક્ષ લઇને તથા તેની સાથેના બીજા સર્વ વાનરો મોટી મોટી શિલાઓ, વૃક્ષો અને નાના પત્થર લઈને ક્રોધપૂર્વક અંગદાદિ વાનરો ઉપર ધસી આવ્યા.[૨૧-૨૨] પોતાના નાયક દધિમુખની આજ્ઞા થતાંજ સઘળા રક્ષક વાનરો ક્રોધને લીધે હોઠ પીસતા હનુમાન વગેરે કપિઓની સામે દોડી ગયા અને પોતાના બળવડે તેઓનું નિવારણ કરી તિરસ્કાર કરવા લાગ્યા.[૨૩-૨૪] એટલામાં વૃક્ષ લઈને ધસી આવતા દધિમુખને ક્રોધાયમાન થયેલા અંગદે બાથમાં પકડી લીધો;[૨૫] અને પોતે મદાંધ થયેલો હોવાથી "આ મારા કાકા સુગ્રીવનો મામો થાય છે, માટે મારે તે પૂજ્ય છે;" એ સંબંધે કશોપણ વિચાર ન કરતાં ત દધિમુખને પૃથ્વીપર પટકી ખૂબ રગદોળ્યો.[૨૬] એથી દધિમુખના હાથ, સાથળ અને મુખ છુંદાઇ ગયાં. તે લોહીલુહાણ થઇ ગયો અને મૂર્છિત થઇ પડયો. થોડીવારે મૂર્છા વળી ત્યારે હનુમાન વગેરે વાનરોના સપાટામાંથી બળાત્કારે નાસી છૂટેલા એ દધિમુખે એકાંતમાં જઈને પોતાના સેવકોને કહ્યું કે;[૨૭-૨૮] "હે વાનરો! ચાલો આપણે લાંબીગ્રીવાવાળા આપણા સ્વામી સુગ્રીવની પાસે જઈએ કે જે સુગ્રીવ હાલમાં રામચંદ્રની સાથે રહે છે.[૨૯] આપણે ત્યાં જઇને આપણા રાજા સુગ્રીવને અંગદનો સઘળો દોષ કહી સંભળાવીશું. સુગ્રીવ ઘણોજ ક્રોધી સ્વભાવનો છે, તેથી આ સર્વ વાનરોનો સંહાર કરશે.[૩૦] પોતાના બાપ દાદાના વખતનું આ દિવ્ય મધુવન મહાત્મા સુગ્રીવને ઘણુંજ પ્રિય છે અને તેમાં પ્રવેશ કરવાને દેવતાઓ પણ સમર્થ નથી.[૩૧] જો કે આ વાનરો સુગ્રીવના સુહૃજ્જનો છે તોપણ મધુના લોભીયા અને જેનું આયુષ્ય આવી ખૂટયું છે એવા આ સર્વ વાનરોને સુગ્રીવ વધરૂપી શિક્ષા આપી મારી નાખશે.[૩૨] રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરનારા આ વાનરોને જ્યારે વધરૂપી શિક્ષા થશે ત્યારેજ મારા જીવને શાંતિ વળશે."[૩૩]

વનરક્ષક વાનરોને એટલું કહીને દધિમુખ તેઓની સાથે ઉતાવળે આકાશમાર્ગે ઉડયો,[૩૪]

× હનુમાને રક્ષકોને ચરણ ઝાલીને આકાશમાં ઉછાળ્યા તેથી તેઓએ દેવમાર્ગ એટલે આકાશ માર્ગ જોયો.

અને નિમેષ માત્રમાં સૂર્યપુત્ર સુગ્રીવ પાસે જઇ પહોંચ્યો.[૩૫] શ્રીમાન રામચંદ્ર, લક્ષ્મણ તથા સુગ્રીવને બેઠેલા જોઇને સર્વ વનરક્ષકોની સાથે દધિમુખ વાનર આકાશમાંથી ભૂમિપર ઉતર્યો અને દીન મુખે તેમની પાસે જઈ હાથ જોડી સુગ્રીવના ચરણમાં મસ્તક નમાવ્યું.[૩૬-૩૮]

स दीनवदनो भूत्वा कृत्वा शिरसि चाञ्जलिम्। सुग्रीवस्याशु तौ मूर्ध्ना चरणौ प्रत्यपीडयत् ॥ ३८ ॥

ઇતિ શ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં બાસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૨

---

## સર્ગ ૬૩ મો.

### મધુવનભંગ નિવેદન અને સીતાશોધ સૂચન.

ततो मूर्ध्ना निपतितं वानरं वानरर्षभः ।
दृष्ट्वैवोद्विग्नहृदयो वाक्यमेतदुवाच ह ॥ १ ॥

દીનની પેઠે મસ્તક નમાવીને ભૂમિપર પડેલા દધિમુખને જોતાંજ ઉદ્વિગ્ન થયેલા વાનરરાજ સુગ્રીવે કહ્યું કે;[૧] "હે દધિમુખ! ઉઠ, ઉઠ, શા કારણથી તું મારા ચરણમાં પડયો છે ? સાચે સાચું કહે. હું તને અભય આપીશ.[૨] શું તને કોઈથી ભય થયો છે કે જેથી તું મારી પાસે આવ્યો છે ? હે વાનર ! મધુવનમાં સૌ કુશળ તો છેને ? એ હું સાંભળવા ઈચ્છું છું."[૩]

મહાત્મા સુગ્રીવનાં વાકયોથી આશ્વાસન પામેલો બુદ્ધિમાન્ દધિમુખ ઉભો થયો અને બોલ્યો કે;[૪] "હે રાજન્ ! વૃદ્ધ જાંબવાને, વાલીએ કે તેં જે વનનો યથેચ્છરીતે ઉપભોગ કરવા માટે પૂર્વે વાનરોને કદી પણ આજ્ઞા આપી નથી તે મધુવનને આજે આપણા વાનરોએ નષ્ટ ભ્રષ્ટ કર્યું છે.[૫] આ સર્વ રક્ષકોની સાથે હું આપણા તે વાનરોને મધુવનમાંથી બહાર કાઢવા લાગ્યો; પરંતુ મારો અનાદર કરીને તેઓ મધુ-રસ અને ફળ વગેરેનું ભક્ષણ કરતાજ રહ્યા.[૬] આપણા મધુવનનો નાશ થતો જોઇને આ રક્ષકોએ તથા મેં તેઓને ઘણા પ્રકારે વાર્યા, તોપણ મારૂં અપમાન કરીને તેઓ ફળ વગેરેનું ભક્ષણ કર્યાં કરે છે.[૭] હે સુગ્રીવ ! તેઓ માત્ર ખાય છે એટલુંજ નથી, પણ ખાતાં પીતાં વધેલું ફેંકી દે છે. તેઓને જ્યારે એમ કરવાની મના કરીએ છીએ ત્યારે ભ્રુકુટિ ચડાવીને સામા થાય છે.[૮] આ મારી સાથે આવેલા વનરક્ષકો જ્યારે ક્રોધ કરીને તેઓને રોકવા લાગ્યા ત્યારે ક્રોધને લીધે લાલ નેત્ર કરી એ સર્વ વાનરોએ મળીને તેઓને વનમાંથી હાંકી કહાડયા.[૯-૧૦] એ વાનરોએ આ રક્ષકોમાંના કેટલાકને લપડાકો મારી, કેટલાકને જાનુ વચ્ચે ઘાલી કચર્યા, અને કેટલાકને બળાત્કારે પકડીને આકાશમાં ઉછાળ્યા.[૧૧] હે રાજન ! તારા સરખો સ્વામી વિદ્યમાન છતાં વાનરોએ અમને આવી રીતે પીડિત કર્યા છે અને પોતાની ઇચ્છા પ્રમાણે તેઓ આખા મધુવનને ખાઈ જાય છે. હવે તારે કરવું ઘટે તેમ કર."

દધિમુખ વાનર સુગ્રીવને મધુવનનું વૃત્તાંત કહેતો હતો તેવામાં બુદ્ધિમાન લક્ષ્મણે સુગ્રીવને પૂછયું કે;[૧૩] "હે રાજન ! આ વનનો રખવાળ તારી પાસે શા માટે આવ્યો છે ? અને તે દુઃખીયારાની પેઠે તને શું નિવેદન કરે છે ?"[૧૪] ત્યારે વાગ્વિશારદ સુગ્રીવે કહ્યું કે;[૧૫] "હે આર્ય લક્ષ્મણ ! આ વનરક્ષક દધિમુખ વાનર કહે છે કે, 'અંગદ વગેરે વાનરોએ આપણા મધુવનનું ભક્ષણ કર્યું છે.'[૧૬] હે લક્ષ્મણ ! આ સમાચાર ઉપરથી હું ધારૂં છું કે દક્ષિણદિશામાં ગયેલા વાનરો કાર્ય સિદ્ધ કરીને આવેલા છે. જો કાર્ય સિદ્ધ ન થયું હોય તો તેઓ રાજાની આજ્ઞા વિના કદી પણ આવી રીતે મધુવનનો નાશ કરે નહિ. નિશ્ચય, તેઓ કૃતકૃત્ય થઇને આવેલા છે.[૧૭] વારવા છતાં તેઓએ આવ્યાં

નહિ, રક્ષકોને પીસી નાખ્યા અને આ મહા બળવાન દધિમુખ કે જેને મેં પોતેજ મધુવનની રક્ષા માટે નીમ્યો છે તેને પણ ગણકાર્યો નહિ, એ ઉપરથી હું ધારૂં છું કે વાનરોએ સીતાનાં દર્શન કર્યાંજ છે. ખરેખર, શૂરવીર હનુમાનેજ સીતાનાં દર્શન કર્યાં હશે;[૧૮-૧૯] કારણકે આ કાર્ય સિદ્ધ કરવામાં હનુમાન સિવાય બીજું કોઈ પણ સમર્થ નથી. એ વાનરશ્રેષ્ઠ વાયુસુતજ કાર્ય સિદ્ધ કરવામાં વિચક્ષણ બુદ્ધિવાળો છે.[૨૦] તનામાં ઉદ્યોગ, વીર્ય અને શાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન છે. અહો ! જ્યાં જાંબવાન તથા અંગદ સરખા નેતા હોય અને જ્યાં હનુમાન સરખો અધિષ્ઠાતા હોય ત્યાં કાર્યસિદ્ધિ કેમ ન થાય ? હે લક્ષ્મણ ! દક્ષિણ દિશામાં સીતાની શોધ કરી આવેલા અંગદાદિ વાનરોએ મધુવનનો નાશ કર્યો, વનરક્ષકોને ઘાયલ કર્યાં તથા ફળ–મૂળાદિનું ભક્ષણ કર્યું.[૨૧-૨૪] એ સઘળું મને કહેવા માટે મધુર ભાષણ કરનારો અને મહાપરાક્રમી આ દધિમુખ અહીં આવેલ છે.[૨૫] હે સૌમિત્રિ ! એ વાનરો નિ:શંકપણે મધુવનનું ભક્ષણ કરવા લાગ્યા છે એથી તમારે નિશ્ચય માનવું કે તેઓ સીતાનાં દર્શન કરીનેજ આવેલા છે.[૨૬] હે પુરૂષર્ષભ ! વિખ્યાત પરાક્રમવાળા એ વાનરો સીતાને જોયા વિના આટલો બધો ઉન્માદ કરે નહિ તેમજ દેવોએ આપેલા દિવ્ય વનનો નાશ પણ કરે નહિ. "[૨૭]

સુગ્રીવની કર્ણ પ્રિય વાણી સાંભળીને ધર્માત્મા રામ–લક્ષ્મણ અત્યંત હર્ષિત થયા.[૨૮] સુગ્રીવે પણ અત્યંત હર્ષિત થઈને દધિમુખને કહ્યું કે; " હે દધિમુખ ! કાર્ય સિદ્ધ કરી આવેલા વાનરોએ મધુવનમાં ખાધું પીધું તેથી હું પ્રસન્ન થયો છું.[૨૯-૩૦] કાર્ય બજાવનારા સેવકોનો ઉન્માદ સ્વામીએ સહન કરવો જોઈએ. હે વાનરવર ! હવે તું પાછો જઇને મધુવનનું રક્ષણ કર અને હનુમાન વગેરે વાનરોને સત્વર મારી પાસે મોકલ.[૩૧] સિંહ જેવા ગર્વિષ્ઠ અને કાર્ય સિદ્ધ કરી આવેલા એ હનુમાન આદિ વાનરોના મુખથી હું તથા રામ–લક્ષ્મણ સીતા સંબંધી સમાચાર સાંભળવા ઈચ્છીએ છીએ."[૩૨]

પછી આનંદને લીધે જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં હતાં એવા રાજપુત્ર રામ–લક્ષ્મણને હર્ષિત તથા કૃતાર્થ થયેલા જોઇને અને બીજા પણ કેટલાક શુભ શકુન જોઇને વાનરરાજ સુગ્રીવ ' કાર્ય સિદ્ધિ થઇ ચૂકી છે ' એમ માની અત્યંત આનંદ પામ્યો.[૩૩]

**प्रीतिस्फीताक्षौ संप्रहृष्टौ कुमारौ दृष्ट्वा सिद्धार्थौ वानराणां च राजा । अङ्गैः प्रहृष्टै कार्यसिद्धिं विदित्वा बाह्वोरासन्नमतिमात्रं ननन्द ॥ ३३ ॥**

ઇતિશ્રી વાલ્મીકીય રામાયણ આદિકાવ્યના સુંદરકાંડમાં ત્રેસઠમો સર્ગ સંપૂર્ણ. ૬૩

# सर्ग ६४ मो.

વાનરોનું આગમન–રામ સમાગમ.

**सुग्रीवेणैवमुक्तस्तु हृष्टो दधिमुखः कपिः । राघवं लक्ष्मणं चैव सुग्रीवं चाभ्यवादयत् ॥१॥**

સુગ્રીવનું વચન સાંભળીને હર્ષિત થયેલો દધિમુખ વાનર રામચંદ્ર, લક્ષ્મણ તથા સુગ્રીવને પ્રણામ કરીને શૂરવીર વનરક્ષકોની સાથે આકાશમાં ઉડયો.[૧-૨] પ્રથમના જેવાજ વેગથી ઉડીને તે મધુવન આગળ આવ્યો અને આકાશમાંથી પૃથ્વીપર ઉતરી તે વનમાં પ્રવેશ કર્યો.[૩] મધુવનમાં પ્રવેશ કરીને તેણે જોયું તો મદમસ્ત થયેલા વાનરોનો મદ ઉતરવા આવ્યો હતો અને તેઓ મધુનો પેસાબ કરતા હતા.[૪] શૂરવીર દધિમુખે હાથ જોડી હર્ષયુકત મધુર વાણીથી અંગદ પ્રત્યે કહ્યું કે;[૫] " હે સૌમ્ય ! આ મારા અનુચર વનરક્ષકોએ અજ્ઞાનને લીધે ક્રોધમાં આવી તમો સૌને અટકાવ્યા એ માટે તારે રોષ કરવો યોગ્ય નથી.[૬] આ વાનરો દૂરથી આવેલા હોવાથી શ્રમિત થયેલા છે, માટે

યથેચ્છ રીતે તું તેને મધુરસ પીવડાવ. હે મહાબળવાન ! યુવરાજ હોવાથી તું આ વનનો સ્વામી છે.[૭] અમોએ અજ્ઞાનને લીધે પ્રથમ ક્રોધ કર્યો તે માટે તારે ક્ષમા કરવી ઘટે છે. હે વાનરસત્તમ ! પૂર્વે જેમ તારો પિતા વાનરોનો રાજા હતો તેમ હાલમાં તું અને સુગ્રીવ વાનરોના રાજા છો. હે નિષ્પાપ ! મેં તારા કાકા સુગ્રીવની પાસે જઇને સર્વ વાનરો આવ્યાના તેમજ મધુવન ઉજાડયાના સમાચાર કહ્યા. તે સાંભળીને ક્રોધ નહિ પામતાં ઉલટો તે પ્રસન્ન થયો અને તેણે હર્ષપૂર્વક મને કહ્યું કે; " હે દધિમુખ ! તું મધુવનમાં જઇને અંગદ વગેરે સર્વ વાનરોને સત્વર મારી પાસે મોકલ. "

દધિમુખનું મધુર વચન સાંભળીને વાકય વિશારદ અંગદે વાનરો પ્રત્યે કહ્યું કે; " હે કપિશ્રેષ્ઠો ! આ દધિમુખ આનંદથી વાત કરે છે એ ઉપરથી હું અનુમાન કરૂં છું કે શ્રીમાન રામચંદ્રે આપણા સર્વ સમાચાર જાણ્યા હશે. હે શત્રુઓને તપાવનારા કપિવરો ! કાર્ય સિદ્ધ કર્યા પછી હવે આપણે આમ રમવું યોગ્ય નથી.[૮-૧૪] હે પરાક્રમી વનચરો ! તમોએ યથેચ્છ મધુપાન કર્યું છે, હવે કંઈપણ બાકી નથી, માટે હવે આપણે સુગ્રીવની પાસે જવું જોઇએ.[૧૫] હે વાનર-પુંગવો ! તમે સૌ મને જેમ કહેશો તેમ કરવાને હું તૈયાર છું. કર્તવ્ય અર્થનો નિર્ણય કરવામાં હું તમો સૌને અધીનજ છું.[૧૬] હે વાનરવરો ! હું યુવરાજ છું તો પણ હાલમાં તમને આજ્ઞા કરવા યોગ્ય નથી, કારણકે કાર્ય સિદ્ધ કરી આવેલા તમોને તમારી ઇચ્છા વિરૂદ્ધ કાર્યમાં બળાત્કારે યોજવા એ ઠીક નથી. "[૧૭]

અંગદનું નમ્ર વચન સાંભળીને સર્વ વાનરોએ હર્ષમાં આવીને કહ્યું કે;[૧૮] " હે વાનરશ્રેષ્ઠ ! હે રાજપુત્ર ! પોતે સમર્થ હોવા છતાં આવાં વચન કયો પુરૂષ બોલે એમ છે ? ઐશ્વર્યના મદથી ગર્વિત થયેલા સર્વ કોઇ " હું સમર્થ છું " એમ માને છે.[૧૯] હે યુવરાજ ! આવું બોલવું એ તને અત્યંત શોભા આપનારૂં છે. હે અંગદ ! આ તારો વિનય ભવિષ્યમાં તારી ઉન્નતિ થવાનું સૂચવે છે.[૨૦] અમે સૌ વાનરરાજ સુગ્રીવની પાસે જવા માટે તત્પર છીએ.[૨૧] પરંતુ હે રાજપુત્ર ! તારી આજ્ઞા થયા વિના અમે સર્વ વાનરો કયાંય પણ જવા માટે એક પગલું પણ ભરવાને સમર્થ નથી. એ તું સત્ય માન. "

વાનરોનું બોલવું સાંભળીને અંગદે કહ્યું કે; " ઠીક, ચાલો આપણે સુગ્રીવની પાસે જઇએ. " એમ કહી અંગદ આકાશમાં ઉડયો; એટલે તેની પાછળ સર્વ વાનરો પણ ઉડયા. આકાશને આચ્છાદિત કરતા તેઓ જાણે ગોફણમાંથી છુટેલા ગોળા હોય એવા દેખાતા હતા.[૨૩-૨૪] અંગદ તથા હનુમાનની પાછળ ઉડતા વાનરો વાયુએ પ્રેરેલા મેઘની પેઠે ગર્જના કરતા વેગથી જતા હતા.

અંગદાદિ વાનરોને પોતાની તરફ આવતા જોઇને વાનરરાજ સુગ્રીવે શોકસંતપ્ત થયેલા રામચંદ્રને કહ્યું કે; " હે રઘુવીર ! તમે શાંત થાઓ. તમારૂં કલ્યાણ થશે. વાનરોને સીતાનાં દર્શન થયાં છે એમાં લેશ પણ સંશય નથી.[૨૫-૨૭] હે શુભદર્શન ! એક માસનો અવધિ વીત્યા પછી પ્રતિજ્ઞા પૂરી કર્યા વિના વાનરો પાછા આવી શકે એમ નથી. વળી અંગદની હર્ષયુક્ત આકૃતિ ઉપરથી પણ મને જણાય છે કે તેઓ સીતાને જોઇનેજ આવ્યા છે.[૨૮] કાર્ય બગડયું હોય તો મોટી ભુજાવાળો યુવરાજ અંગદ મારી પાસે આવેજ નહિ.[૨૯] કાર્ય સિદ્ધ ન થયું હોય છતાં વાનર સ્વભાવને લીધે કદાચ બીજા વાનરો આવું તોફાન કરે; પરંતુ અંગદ તો તેમ કરેજ નહિ. તેની મુખમુદ્રા તો ઉતરી જાય અને તે ખેદયુક્ત થઈ જાય.[૩૦] સીતાને જોયા વિના અંગદ પોતાના બાપદાદાથી સુરક્ષિત થયેલા મધુવનનો નાશ કરેજ નહિ.[૩૧] હે રામ !

